# જંગેખીબરલ અલમ.

જેની અંદર હઝરત અલી અ૦ લાખો જીન્નાત સાથે બહુજ બહાદુરીથી લડાઈ કરી તે અહવાલછે.

છપાવી પ્રગટ કરનાર

**હાજી ગુલામઅલી હાજી ઈસમાઈલ.**

અધિપતી "રાહેનજાત અને "નુરેઈમાન" મખઝનુલ મસાએબ અહવાલુન્નાસા તોહફતુરસાએમીનતફસીરવી૦ વી૦ના કર્તા.

કીંમત-પોસ્ટેજ સુધાં ~~[illegible]~~ અઢી આના આફ્રીકાના ૨।। ~~[illegible]~~ આના.

તા૦ ૧લી રબીઉલઅવ્વલ સન ૧૩૨૩ હીજરી પ્રત ફક્ત ૨૦૦

ઇસ્નાઅશરી પ્રીન્ટીંગ પ્રેસ-અમદાવાદ પાંચપટ્ટી.

# ઈસ્લામી કીતાબો વી૦ નું ટુંક લીષ્ટ.

**૧ કુરઆને શરીફ**ની ઉમદા તફસીર અસલ અરબી ખુશનુમાં આયતો તેની પાછળ તેજ આયતો ગુજરાતી શોભીતા મોટા હરફમાં તથા તરજુમો તે પછી તફસીર તાવીલ વી૦ વી૦ થી ભરપુર મોટા ૨૬૦૦ પેજમાં કે જે રોયલ ૮ પેજી ૫૨૦૦ પેજ થયાં તેના દસ દસ સીપારાના ૩ ભાગ છે. પાકા પુંઠા સાથે પોસ્ટેજ રજીસ્ટર સુધા દરેક ભાગના રૂ ૧૦)= ત્રણે ભાગના રૂ ૩૦।= આફ્રીકા વી૦ ૨ પાંચ ભાગ કર્યા છે પોસ્ટેજમા તથા બે પુંઠાના રૂ. ૪।। વધુ કુલ રૂ. ૩૪।।= હીંદુસ્તાનના પાંચ ભાગના રૂ. ૩૧।।।=

**૨ અમ્માનો પારો**—જેની અંદર ૩૭ સુરા છે, પહેલે ર. ખુશનુમા હરફોમાં આયતો અને તેની પાછળ તેજ આયતો ગુજ મોહટા શોભીતા ટાઇપમાં તેની નીચે ગુજરાતીમાં તરજુમો પછી તેની તફસીર છે હદીયો રૂ ૧।। પોસ્ટેજ ૦)=॥ આફ્રીકા

**૩ હદીકએ** [illegible]**ત** જેમાં ઉરદુ શીરીન ભાષા ગુજરાતી હરફમાં ૪૦ [illegible] છે પાકા પુંઠાની મોટા કદની છે. કીં રૂ ૧।। પોસ્ટેજ ૦)= આફ્રીકાના૦ ઉંચા કાગળ વાળીનો રૂ ૧) વધ

**૪ રાહેનજાત** માસીક ચોપાન્યું ઉમદા ઉમદા દીન ઈસ્લામ બાબતો હીકાયતો હદીસો કીસ્સા વી૦ થી ભરપુર ૩૨ પેજમાં નીકળે છે જેનું ૧૩ મું વરસ ચાલે છે વરસ ૧ ના [illegible] રૂ ૧)

**૫ નુરેઇમાન** બે માસીક ચોપાન્યું ઇમામે હુસયન અ૦ ની મુસીબતની રીવાયતો મરસીયા તથા સલામ વી૦ તથા મોઅજીઝા [illegible] વી૦ ૩૨ પેજમાં ૧૨ મું વરસ ચાલે છે, વરસે રૂ ૧) આફ્રીકા ૧)=॥ **રાહેનજાત** ન લીએ તેનો રૂ૦। વધારે.

# જંગે બીરૂલ અલમ.

## બિસમિલ્લાહિર રહેમાનીર રહીમ.

લ૦ મોઅમીન લલ્લુભાઈ છગનભાઇ અમદાવાદી.

[illegible] અસબા જંગે બીરૂલ અલમ જનાબ મૌલવી મનસબ [illegible]લી સાહેબ નામના એક સુન્ની મુસલમાને સન ૧૩૦૧ હીજરીમાં [illegible]માં ગોઠવ્યો હતો, તે પછી ગવાલેયરના મદરસાઓના ઇનસ-[illegible]રે જનાબ મૌલવી મીરઝા નવાઝીશ હુસયન સાહેબે તે શેઅરમાંથી [illegible]રળ ભાષામાં લખ્યો છે, તેનો આ ગુજરાતીમાં તરજુમો અને ખુલાસો છે.

પહેલે ખુદાએતઆલાની તાઅરીફ અને અહલેબૈત અ૦ ઉપર દોરૂદની બાદ લખે છે કે હઝરતે જાઅફરે તૈયાર ફરમાવે છે કે એક દીવસ હઝરતે રસુલે ખુદા મોહમ્મદે મુસ્તફા સ૦ "ફતેહ" નામની જંગમાં વિજય (ફતેહ) પામી પોતાના શુરવીર અને વિજયી સૈન્ય (લશ્કર) ને લઇ પોતાના સ્વદેશ એટલે વતન તરફ પાછા વળતા હતા ત્યારે એક દીવસ ભયાનક અને ખોફનાક જંગલમાં પડાવ નાંખ્યો અને ત્યાંજ રાત રહેવું એમ નીશ્ચ કીધું, તે રૂતુ સખતમાં સખત ગરમીની હતી અને તેથી સરવે લોકોને ઘણીજ તરશ લાગતી હતી આવા, ભયાનક અને સુના જંગલમાં કોઈ પણ પાણીનો કુવો

નજરે પડતો ન હતો, આખું લશ્કર પાણી માટે અલઅતશ અલઅતશ પુકારી રહ્યું હતું તે વખતે હઝરતે રસુલે ખુદા મોહમ્મદે મુસ્તફા સ૦ પોતાના ભાઇ અને પોતાની બાદ પોતાના બરહક જાનશીન અને વસી હઝરતે અલી અ૦ ને પોતાની પાસે બોલાવ્યા અને ફરમાવ્યું કે "હે ભાઇ ! તમે સાકીયે કવસરછો, જરા ગૌર કરો કે ઇસ્લામી લશ્કરમાં પાણીનું ટીપું પણ બાકી રહ્યું નથી માટે પોતાના ઘોડા ઉપર અસ્વાર થઇ જો આટલામાં કોઈ કુવો હોય તેની તલાશ કરી આવો. હઝરતનો આવો હુકમ સાંભળતાંજ હઝરતે અલી અ૦ તૈયાર થયાં અને ઘોડો મંગાવી તે ઉપર અસ્વાર થયાં, રૂસ્તમ જેવા પહેલવાનનું અને મોહટા મોહટા વિકાળ ફાઢી ખાનારા સીહો ... શેરોનું પીતુ પાણી થઇ જાય એવા ખૌફનાક અને ભયાનક જંગ... લમાં હઝરતે અલી અ૦ પાણીની શોધમાં આમતેમ ફરવા ... એટલામાં હઝરતે અલી અ૦ તેવા જંગલની એક બાજુએ તંબુ નાંખેલો દીઠો જે તદ્દન ખાલી અને વસ્તી વીનાનો જણાયો, પણ જ્યારે વીશેષ લક્ષ દઈ જોયું ત્યારે તેમાં એક વૃદ્ધ અવસ્થાનો ડોસો બેઠેલો જણાયો, તે ડોસો માથા ઉપર એક પાઘડી બાંધી મુર્તિયોનું પુજન કરતો બેઠો હતો, તેની સમક્ષ એક મુર્તિ મુકેલી હતી જેની આગળ તે વારંવાર સીજદા કરતો હતો અને જે માન અને ભકતી (ઇબાદત) પરવરદીગારનેજ ઘટીત અને યોગ્યછે તે માન અને ભકતી એક હાથના બનાવેલાં જડ પુતળાંને આપી એવી રીતે પરવરદીગારનો હક છીનવી લેવાનો મહાન અપરાધ કરતો હતો—એ અપરાધ કે ખુદાએતઆલા કુરઆને શરીફમાં ફરમાવેછે કે હું શીરક કરનારાઓને કદી મુકતી અને નજાત આપીશ નહીં પરંતુ તેઓને સર્વદા દોઝખની ધગ ધગતી અગ્નીમાં બાળીશ, આવું ચોખ્ખું કુફર કરતાં જોઇ હઝ-

રતે અલી અ૦ ધીરજ ન ધરી શકતાં એક મોહટા સાદે નાઅરો મારી ફરમાવ્યું કે અરે ઓ કાફર ! આ કેવું કુફર કરી રહ્યો છે ? શું તું ખુદાએ કહહાર અને જબ્બારથી ડરતો નથી ? શું તું જાણુતો નથી કે સીજદો કરવો તે તેનીજ જાત માટે વાજીબ છે કે જેણે તને પયદા કીધો છે ? જેણે પોતાની અનહદ કૃપાથી ત્હારી માટીની દેહમાં એટલે સ્થુળ શરીરમાં શુક્ષ્મ પ્રાણ ફુંક્યો. અરે ઓ નાપાક ! ઝટ ઉભોથા એટલે હું તને હઝરતે મોહમ્મદ મુસ્તફા સ૦ પાસે લઇ જાઉં, તું હવે જલ્દીથી મુસલમાન થઇ જા અને આવા જહાલતભર્યા કુફરને છોડી દે, આટલું ફરમાવી તે હઝરત તે મલઉનને તેના તખ્તની બહાર ઘસડી લાવ્યા અને તેનો હાથ પકડીને તેને હઝરતે પયગમ્બર સ૦ ની શેવામાં હાજર કર્યો, હઝરતે તેને તરતજ ઇસ્લામ ધર્મ કબુલ કરવાનું ફરમાવ્યું તે ડોસાએ અરજ કીધી કે યા હઝરત મારા દોસ્તો અને મીત્રો તમારીજ બ્હીક અને ધાસ્તીથી વીખેરાઇ જાઇ આમનેમ વીખેરાઈ ગયાં છે, મારી વય આશરે દોઢશો વર્ષની છે અને મારી એક ઓરત છે જેની ઉમર આશરે સો વર્ષની છે અને તેણીના હુકમને તાબે હું રહુંછું જો પ્રથમ તે ઓરત તમારા ઉપર ઇમાન લાવે તો પછી મને ઇમાન લાવવામાં કાંઇ વાંધો નથી. આ સાંભળી હઝરતે રસુલે ખુદા સ૦ તેને પોતાની ઓરતને તેડી લાવવાનો હુકમ આપ્યો, અર્થાંત તે ડોસો પોતાની ઓરતને તેડી લાવ્યો. તે સ્રીને હઝરતે ફરમાવ્યું કે જો તું દીન ઇસ્લામ કબુલ કરે તો તારા મનની સર્વે મુરાદો બર આવે કેમકે એકજ ખુદા ઉપર ઇમાન લાવવાથી તું આખેરતમાં દોઝખની અગ્નીથી નજાત પામીશ. ઓરત—યા હઝરત ! જો મ્હારી એક ઇચ્છા પરિપુર્ણ થાય તો હું તરત ઈમાન લાવવા તૈયારછું, અને તે મારી ઇચ્છા એ છે

કે આ જંગલમાં એક કુવો છે જેના ઉપર એક હૈબતનાક અને ખૌફનાક મહામોહટો અને વિકાળ અજગર પડયો રહે છે અને તેની સાથે એક વાઘ રહેછે, આ બન્ને જણાં મનુષ્ય જાતીના એટલે બની આદમના કટ્ટા શતરૂ છે જે માણુસ તેઓની પાસે થઇ તે નીકળે છે તે બાપડો જીવતો જવા પામતો નથી અને તેજ ભયના કારણથી કોઇ પણ માણુસ તે રસ્તે થઇ નીકળતા નથી. તો તે કુવામાંથી જો આપ મને એક ડોલ પાણી આણી આપો તો હું હમણાં હાલ મુસલમાન થઈ જાઉંછું બલકે મારી સાથેના તમામ માણુસોને ઇસ્લામનો કલેમો પડાવુંછું

આ સાંભળી હઝરતે રસુલે ખુદા સ૦ પોતાના સાથીયો તરફ જોઇ ફરમાવ્યું કે "તમારામાં આ કામને અંજામ દેવાની હીમ્મત રાખતો હોય તેવો કોણ છે ?

તરતજ જનાબે માલીકે ઉસ્તર ઉભા થયાં અને અદબપુર્વક હાથ જોડી અરજ કરવા લાગ્યા કે યા દીન અને દુન્યાના બાદશાહ જો આપ મને આજ્ઞા આપો તો ઘણું શુભ થાય.

અર્થાંત માલીકે ઉસ્તર અને બીજા ઇસ્લામીયો કે જેઓ રાહેખુદામાં પોતાના પ્રાણ અર્પવાને માટે નીશદીન તૈયાર રહેતા હતાં તેઓ તે કુવા તરફ રવાના થયા. આ કુવો પડાવના સ્થાનથી સાડી ઓગણીસ ગાઉને છેટે હતો, આ શુરવીરો જોતજોતામાં જોશ ભર્યાં ત્યાં જઇ પહોંચ્યા. હઝરત માલિકે ઉસ્તર જંગી હથીયારથી સજેલાં તેની પાસે ગયાં. માણુસ જાતને જોતાંજ તે વાઘ અને અજગર તેઓ ઉપર તુટી પડયાં. જનાબે માલિકે ઉસ્તરે મ્યાનમાંથી સમશીર ખેંચી તેઓ બન્ને ઉપર એવા સખત વાર અને ઘા કર્યા કે તે બન્નેના

બન્ને નાશી ગયાં. પછી જનાબે માલિક તે કુવાની પાસે ગયા અને પ્રથમ તપાસ કરવા માટે તેમાં પત્થર નાંખી જોયો, અને પછી પોતે ઘોડા ઉપરથી જમીન ઉપર નીચે ઉતર્યો, એટલામાં જુવે છે શું કે કુવામાંથી ધુમાડાના ગોટેગોટ નીકળેછે અને તે આકાશ સુધી પહોંચી જાય છે, હઝરતે માલિકે ફરી તેમાં બીજો પત્થર નાંખ્યો ત્યારે તો તેમાંથી ઘણા જોરભર શોરશોર અને શોરબકોરના અવાજો આવવા લાગ્યા અને તે અવાજો તે ભયાનક જંગલમાં અજબ હૃદયભેદક રીતે ગર્જના કરતા ફરવા લાગ્યા. અને ઉપરા ઉપર તે અવાજોમાંથી વારંવાર સંભળાતું હતું કે જો જીવ બચાવવા ચાહતા હોતો હમણાં હાલ અહીંયાંથી નાશી જાઓ" આવો ચેતવણી આપનારો અને સુચવનારો ભયંકર અવાજ સાંભળી જનાબે માલિકે ઉસ્તરે પોતાના સાથીયોને ફરમાવ્યું કે ભાઇયો ! તૈયાર અને હોશીયાર રહો, અહીંયા તો કાંઇ ભેદ લાગે છે, તમારામાં કોઇ એવો શુરવીર અને બહાદુર છે કે આ કુવામાં ઉતરી ત્યાંની પુરેપુરી ખબર અને સમાચાર લાવી આપે. આ વખતે માલિકની સાથે એક શુરવીર અને દીનદાર "સઇદ" નામનો જુવાન હતો તે તરતજ તૈયાર થઇ માલિકને કહેવા લાગ્યો કે એ કામ મ્હારૂં છે, એટલું કહી તે બા હીમ્મત અને દીનના જોશથી ભરપુર જુવાને પોતાના ઘોડા ઉપરની રસ્સી ખોલી અને તેનો છેડો પોતાની કમરમાં બાંધ્યો અને તેનો બીજો છેડો હઝરતે માલિક ઉસ્તરના હાથમાં આપ્યો પછી તે તેમાં ઉતર્યો, હજુ તે અર્ધ રસ્તો તેમાં ઉતર્યો નહીં હોય તેવામાં તો જીન્નાતોએ તે રસ્સી કાપી નાંખી અને તે નામદાર "સઇદ" કુવામાં પડી ગયા. તરતજ જનાબે માલિકે ઉસ્તરના ચ્હેરાનો રંગ ઉડી ગયો અને સર્વે ઇસ્લામીયો વિલાપ અને શોરબકોર કરવા અને ગભરાવા

લાગ્યા અને રસ્સી પાછી ખેંચી તો સર વિનાનું માત્ર ધડ ઉપર આવ્યું જે લઇને તેઓ હઝરતે રસુલે ખુદા મોહમ્મદે મુસ્તફા સ૦ની શેવામાં હાજર થયા. હઝરતની શેવામાં સર્વે કયફીયત અને હકીકત કહી સંભળાવી.

આ હકીકત સાંભળતાંજ હઝરતને રડવું આવ્યું અને આંખ મુબારકમાંથી મોતી સમાન આંસુઓની ધારાઓ વહેવા લાગી. તરતજ હઝરતે જીબરઇલ અ૦ નાઝીલ થયા અને અરજ કરવા લાગ્યા કે ખુદાવંદે તઆલા દુરૂદ અને સલામના તોહફાની બાઆદ ફરમાવે છે કે "હે ! મ્હારા મેહબુબ (પ્યારા) મેં તમને બન્ને જહાનની બાદશાહી આતા ફરમાવી છે. હે ! મ્હારા હબીબ ! આ કુવો જે આફતો અને બલાઓ અને સંકટોથી ભરપુર છે તેનું નામ "બીરૂલઅલમ" રાખવામાં આવ્યું છે અને જેવી રીતે પૃથ્વીની સપાટી ઉપર વિશાળ મૈદાન જણાય છે તેવીજ રીતે પૃથ્વીની નીચે પણ વિશાળ મયદાનો અને જગ્યાઓ છે. જો કે ઉપરથી તે કુવા અંદર નજર નાંખવાથી તદન અંધારૂં જણાય છે તોપણ વધારે ઉંડામણમાં તૅજસ્વી પ્રકાશ પ્રકાશી રહયો છે, અને તેજ સર ઝમીન ઉપર જીનાતના સર્વે બાદશાહો દેવઝાદાઓ અને પરિઝાદાઓ વસે છે, દીવસ અને રાત મ્હારા હુકમથી હરતાં ફરતાં રહે છે. તે કુવાની નીચેની સરઝમીન ઉપર એક જીનાતના બાદશાહનું રાજ્ય છે જેનુ નામ "રઅદેજીન્ની" છે તે બાદશાહની પાસે એક મહા મોહટો જંગી ફૌજ છે, તો તે જગ્યાએ હઝરતે અલીયે મુરતઝા અ૦ ને એકલા તને તનહા મોકલી દીયો (કે તેઓ જીન્નાતોને હરાવી આવે) કેમકે હઝરતે અલીઅ૦ સીવાય બીજા કોઇમાં એવી તાકત નથી, (હે મ્હારા હબીબ ! ) હઝરતે અલીઅ૦

ઉપર શુજાઅતનો ખાતેમો છે, જે કોઇ દીન ઇસ્લામથી મોઢું ફેરવશે તેને હઝરતે અલીઅ૦નાજ હાથથી સંતોષ કારક શીક્ષા મળશે "આ હુકમ સાંભળીતાંજ હઝરતે રસુલેખુદા મોહમ્મદે મુસ્તફાસ૦ હઝરતે અલી અ૦ ને પોતાની પાસે બોલાવ્યા અને ફરમાવ્યું કે હે ! શેરે કીરદીગાર સાહેબે ઝુલફકાર ! આ વખતે તમારા કરતાં કોઈ વધુ બહાદુર અને શુરવીર નથી માટે આ જંગલમાં જે જગાએ કુવો છે ત્યાં તમારેજ જવું જોઇએ..

હુકમ થતાંજ હઝરતે અલી અ૦ પોતાની અસ્વારી ઉપર સવાર થયાં અને એકલાં ખુશ થતાં થતાં હોંશથી ઘોડાને પવનના વેગે ઉડાવતા તે કુવાની પાસે જઇ પહોંચ્યા, તે વખતે તે કુવાની ઉપર જેટલાં જીન્નાતો એકઠાં થયાં હતાં તેટલાં સર્વે આ શેરે કીરદીગારનો વેકાર અને રોઅબ જોઇને તરતજ ભોંય ઉંધા મોઢે પડી ગયાં હઝરતે અલી અ૦ તરતજ "ઇસ્મે અઅઝમ" પડીને પોતાના શરીર ઉપર ફુક મારી તરતજ કુવામાં ઉતરી પડયાં, કુવાના તળીયે એક પત્થર પડેલો હતો તે ઉપર આપ ઉભા રહ્યા, થોડાં વખત પછી જો નજર ઉઠાવી જુવે છે તો મહા મોહટું ભયાનક ખાઉં ખાઉં કરતું જંગલ જોયું, અને તે જંગલની અધવચમાં એક ઝરીન તખત બીછાવેલું હતું અને તેના ઉપર એક મઝબુત અને બીહામણા સુરતવાળો જીન બેઠો હતો, તે જીનની સુરત કેવી હતી તે સાંભળો અને ખરેખર સત્ય માનો, તેનું શરીર એક મોહટા પહાડ સમાન અને તેનું માથું તે ઉપર આવેલા કીલ્લા સમાન હતું. તેના કાન કીલ્લાના બુરજો જેવા વિશાળ અને પહોળા હતા, અને તેની આંખો કીલ્લાના મોહટા મોહટા વિશાળ રસ્તાઓ સમાન મોહટી હતી અને તેનું શરીર અંધારી રાત અથવા કાફીરના દીલ જેવી કાળી હતી, તેણે

પહાડની જેમ પોતાનું મોંહ વિકાશેલું હતું જેમાં લાખો બલકે કરોડો પહેલવાનો હડપ થઇ જાય તો તેને ખબર પણ ન પડે. તેનું નાક એટલું લાંબુ હતું કે જાણે કિલ્લાની દીવારોને કાયમ રાખવા ટેકો દેવામાં આવ્યો હોયની ! તેના હોઠ તદ્દન સુવ્વરના હોઠને મળતાં આવતાં હતાં, તેની પલકો અને ભ્રમરના વાળ ઉંટ અને ઘોડાના વાળ સમાન હતાં, અર્થાત ઘણોજ કદરૂપો અને ભયંકર આકૃતિવાળો હતો અને તેની આસપાસ સંખ્યાબંધ જીન્નાત પહેરો ભરતા હતા, આ જીન્નાતોમાંના દરેકનો ચ્હેરો એવો તો ભયંકર રીતે એકબીજાથી જુદો પડતો હતો કે જેનો તર્ક માત્ર કરવાથી કલેજું ફાટી જાય, કોઇનો ચ્હેરો વાંઘ જેવો, કોઇનો હાથી જેવો અને કોઇનો અજગર જેવો, અર્થાત દરેકનો જુદો જુદો ચ્હેરો ભયંકર રીતે હતો, અને તેઓ પોતાના મુકાબલામાં કોઇ પણ ગમે તેવા ઝબરદસ્ત પ્રાણીને કાંઇ હીસાબમાં લેખતા નહીં. અને યુદ્ધ કરતી વખતે કાંઇ એવી યુકતી ચલાવી દેતા કે શતરૂના દળ ઉપર અગ્ની વરસવી શરૂ થતી જેથી શતરૂઓ બળીને ભસ્મ થઇ જતાં. આ જીન્નાતોનો બાદશાહ જે ઘણોજ ઝાલીમ અને ક્રુર હતો તે તખત ઊપર બેઠેલો હતો અને તેની સામે એક સોનાનો થાળ પડેલો હતો અને તે થાળમાં "સઇદ દીનદાર મરદે સાલેહ વબા ખુદા"નું કપાએલું શીશ મુકયું હતું.

જ્યારે હઝરતે અલી અ૦ સઇદ નામદારનું શીશ તે કાફર જીનની સામે પડેલું જોયું ત્યારે એક ગઝબનાક અને હયબતનાક શેરની જેમ નાઅરો માર્યો, નાઅરો થતાંજ સર્વે જીન્નાતોમાં શોરબકોર મચી ગયો, તેઓમાંથી રડવા કુટવાના અવાજો આવવા લાગ્યા અને માંહોમાંહે કહેવા લાગ્યા કે આ શું થયું ? શું આકાશ મંડળ તો તુટી પડતું નથી ? અને તે નાઅરએ શેરે ઇલાહીથી જીન્નાતોના

હોશ હવાસ એવાં તો ખદ્દા થઇ ગયાં કે અચાનક ભયના કારણુથી દસ હઝાર જીન્નાત ધડોધડ જીવ મુકી મુરદા થઇ ભોંય પડી ગયા અને ફના થઇ ગયાં અને જેટલાં બચવા પામ્યા તેઓ ધ્રુજતા ધ્રુજતા ભોંય પડી રહ્યાં, અજબ કયામત જેવી ધારતી તેઓ ઉપર આવી પડી હતી કે સર્વના ચ્હેરાં ઉપર મોતના ચીન્હ જાહેર થયાં, જ્યારે કેટલોક વખત થયો ત્યારે તેઓને વળી કાંઇ શુધ્ધિ આવી અને ડરતાં ડરતાં એકબીજાને પુછવા લાગ્યા કે ભાઇયો આવો ભયંકર અવાજ કયાંથી આવ્યો ? તેઓનો બાદશાહ "રઅંદ જીન્ની" બેહોશ થઇ તખતની નીચે પડી ગયો હતો, તેને પોતાના નજીસ શરીરનું જરાએ ભાન રહ્યું ન હતું, જ્યારે તેને શુદ્ધિ આવી ત્યારે મનમાંને મનમાં ઘણો ગુસ્સે થવા લાગ્યો અને વીચારવા લાગ્યો કે આ શું થયું ? શું જમીન તો ફાટી ગઇ નહીં હોય ? પણ જ્યારે વધારે શુધ્ધી આવી ત્યારે વળી બીહતો બીહતો તખત ઉપર જઇને બેઠો, આ વખતે તેને એવી બેશુધ્ધી હતી કે કાંઇ કહેવાની વાત નહી, થોડીવાર પછી તેણે નજર ઉઠાવી સામે જોયું તો શું જુવે છે કે પોતાની સામે હઝરતે શેરે કિરદીગાર હૈદરે કરરાર ઉભા છે. હઝરતે અલી અ○ ને જોઇને તે એમ સમજીને હંસ્યો કે અહા ! જેની હું શોધમાં હતો તે માણુસ તો આજ મ્હારી સામે આવીને ઉભો છે ! આમ કહી તેણે પોતાની મુર્તીયોના તર્કમાં આવી મનમાં કહેવા લાગ્યો કે હું તમારી પુજા કેમ ન કરૂ ? હે ! મુર્તીયો ! તમે તો મારા કટ્ટા શતરૂને મારા કબજામાં લાવીને મુકી દીધો પછી એકદમ ખુશ થઈ મુર્તીયોનો શુકર કરી મોહટા સાદે બોલ્યો કે પેલા મારા ખાસ ત્રણ પહેલવાનો કયાં ગયાં ? તેમને મારી શેવામાં હાજર કરો, તેની ફોજમાં ત્રણ નામદાર જીન્નાતની જાતના પહેલવાનો

હતા તેમને તેણે બોલાવ્યા, તેઓને તેણે જંગ કરવાની આજ્ઞાઆપી આ ત્રણ પહેલવાનોમાંથી એકનું નામ "સમરાત" હતું જેની તારીફ એટલી છે કે તે પોતાના મુકાબલામાં એક લાખ શત્રુઓ સાથે એકલો લડાઇ કરી ફતેહ પામતો હતો. બીજા પહેલવાનનું નામ "કરતાસ" હતું જેની સાથે જીન્નાતોની અસંખ્ય ફોજ રહેતી હતી અને ત્રીજા પહેલવાનનું નામ "તીહુર" હતું, અને આ આવો ઝબરદસ્ત અને લડાઇમાં પ્રવિણ હતો કે ત્રણ લાખ દુશ્મનોની સાથે એકલો લડી ફતેહ પામતો હતો તે જીન્નાતના બાદશાહે તે ત્રણેને બોલાવીને કહ્યું કે ભાઇયો ! આ માણસ જે ઉભો છે તેને તમે સારી પેટે ઓળખોછો તો પણ હું તેના વીશે કહુછું, આ મોહટો પહેલવાન અને જંગી જવાન છે તેનું નામ અલી ઇબ્ને અબી-તાલીબ છે અને આપણા જીન્નાતોનો કટ્ટો શત્રુ છે, આ આખી પૃથ્વી ઉપર પોતાનો કાબુ જમાવી હવે પૃથ્વીની સપાટી નીચે શુર-વીરતા ભરી રીતે આપણને તાબે કરવા આવી પહોંચ્યો છે, આણે પોતાની એકજ તલવારથી રણ સંગ્રામમાં લાખો પહેલવાનોને કતલ કરી નાંખ્યા છે, "ઝુલ હુમાર" "વલ કમર" "સલાસલ" "મરહબ" અને "અન્તર" જેવા પહેલવાનોને મારીને નીસ્તો નાબુદ કરી ચુકગો છે. પૃથ્વી ઉપર આના હાથમાં જેટલાં મુર્તિપુજકો આવે છે અને તે ગમે તેવા શુરવીર અને જોરાવર હોય તેમને જીવતા બાકી મુકતો નથી, તેણે તમામ મુરતીયો અને બુતોને તોડી ફોડી લાખો બુતખાનાઓ અને મંદીરોનો નાશ કર્યો છે, તે માણસ જાત હોવા છતાં આપણી સાથે લડવા આવ્યો છે તે ઉપરથીજ તમે તેની હીમ્મત અને શુરવીરતાનો અંદાજો કરી શકોછો, મોહમ્મદે તેને આ-પણી પાસે એટલા માટે મોકલ્યો છે કે તે આપણને પણ મુસલમાન

બનાવે. પણ હેં ! હેં ! હેં ! આપણ જીન્નાતોની સામે તેનું શું ચાલવાનું છે ? જીન્નાતોની સાથે લડવું કાંઇ જેવી તેવી વાત નથી: ઉપરાંત મારી પાસે જીન્નાત અને દેવ લોકોની નવ લાખ ફોજ મવજુદ છે, અને એક તરફ તે એકલો ઉભો છે અને તે પણ વળી આદમ જાત ! શું તેવી ગંજાવર ફોજ સાથે એ લડી શકવાનો છે? કદી નહીં એતો એને મોતજ અહીં ઘેરી લાવી છે, હું એક લાંબા સમયથી આને પકડવાની ઇચ્છા કરતો હતો અને તેની શોધમાં રહ્યા કરતો હતો પણ મુરતીયોએ આને મ્હારી આશા પરીપુર્ણ કીધી છે, તમે ત્રણમાંથી કયો પહેલવાન એવો જવાં મરદ અને શુરવીર છે કે જે રણ સંગ્રામમાં ઉતરી પડી તેને મારી પાસે જીવતો પકડી લાવે ?

આ સાંભળતાંજ "તીહુર" તરતજ ઉભો થયો અને પોતાના બાદશાહના હુકમનો અમલ કરવા તૈયાર થયો, આ પહેલવાન ઘણોજ ખુંખાર જંગી અને ઝબરદસ્ત હતો. તેણે પોતાના શરીર ઉપર લડાઇના હથીયાર સજી લીધાં, તેનું કદ સીત્તેર ગજ લાંબુ હતું, તે તરતજ એક પહાડ જેવા મોહટા અજગર ઉપર અસ્વાર થઇ ગયો અને ચાબુકની જગ્યાએ તેણે પોતાના હાથમાં એક સાંપ લટકાવી દીધો અને ગર્વ કરતો કરતો હઝરતે અલી અ૦ જે દીશામાં ઉભા હતા તે દીશા તરફ ચાલ્યો જ્યારે તે હઝરતની પાસે પહોંચ્યો ત્યારે મોહટા સાદે બોલ્યો કે હું જીન્નાતોના બાદશાહ "રઅદે જીન્ની" ના લસ્કરનો પહેલવાનછું, મારૂ નામ "તીહુર" છે, ચીનના રાજ્યમાં (અજના નાદેશનો) હુજ બાદશાહ છું, મારી સાથે ઘણી અસંખ્ય ફોજ છે જેમાંનો દરેક સીપાહી લડાઇમાં જરાએ પાછી પાની કરતો નથી, હવે હું તમને પુછ્છું કે તમે અહીંયા કેવી રીતે આવી પહોંચ્યા? આ કુવો તો ઘણોજ ખરાબ અને આફતો અને બલાઓથી

ભરપુર છે, તેમાં ઇનસાન તો આવી શકતોજ નથી પણ તમે એવું તે શું જાદુ કર્યું ? કે એકલા તને તનહા અહીં આવી હાજર થયાં? અમે જીન્નાતોનો તો નીયમ છે કે જો કોઇ માણુસ અમારા કબજામાં આવી જાય તો તેને કદી જીવતો મુકતા નથી ? તમને એવું શું સુઝયું કે જાણી જોઇને આવી બલા માથે હોરી લીધી ? હવે તમે અહીંયાથી જીવતા જવા પામશો એવો વીચાર કરવો કે ખયાલ રાખવો મીથ્યા છે, આજ મારા મનની મુરાદ પુરી થઈ કેમકે હું પૃથ્વી ઉપરના તમામ શુરવીર પહેલવાનોનો તમારાથી બદલો લઇશ, અને જ્યાં સુધી તમારી પાસેથી પુરેપુરો બદલો નહીં લઉં ત્યાં સુધી અહીયાથી પાછો જઇશ નહી, "લાત" અને "ઉઝ્ઝાના" સોગન ખાઈ કહુછું કે હમણાં હું તમને એટલી સઝા કરીશ કે હવે પછી તમે લડાઇનું નામ મુકી દેશો. અને મ્હારી ખુંખ્વાર તલવારનો સ્વાદ તમને એવો યાદ રહેશે કે કદી ભુલશો નહીં. આખી દુન્યાને તો તમે મારી ફતેહ કરી લીધી પણું હવે તમે તમારો જીવ તો બચાવો ખરા. તે મરદુદના આવા વેણ સાંભળી હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ બોલ્યા કે—

ઓ મરદુદ ! નાપાક ! મારી સામે તારી શી ઓકાત છે કે આવી ડીંગો અને ફીશીયારીયો મારે છે ? ઓ મલઊન ! હવે પછી આવા કુફ્ર અને શીરકના કલામ તારા મોંહમાંથી કાઢતો નહીં, ખુદાવંદે તઆલાના ભેદ તારા જેવા નાપાક અને કાફ્ર શુ જાણે ? તે જેને ચાહે છે તેને ફતેહમંદ બનાવે છે અને જેને ચાહે છે તેને હરાવે છે, ખરેખર તુ લડાઈના મયદાનમાં હાર પામીશ તેની અઝી મુશ્શાન દરગાહમાંથી તકબ્બુરી અને અહંકાર પરનારને જરા પણ દીલ વીના શીક્ષા મળે છે, હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ તેને

આવા નસીહત કારક કલામ કહ્યા પણ તે મરદુદને તેનાથી કાંઇ અસર થયો નહી બલકે વધારેને વધારે ગુસ્સાથી બળવા લાગ્યો તેના અંગમાંથી અગ્નીના ભડકા નીકળવા લાગ્યા અને ભમરો ચઢાવતો અને હોંઠ દબાવતો તલવાર ઉપાડી આગળ વધ્યો, અને હઝરતે અલી અ૦ ઉપર હુમલો કર્યો જ્યારે તેણે હમલો શરૂ કર્યો હતો ત્યારે તેના નાક અને મોંઢામાંથી અગ્નીના ભડકા નીકળી રહયા હતા, હજુ તે હઝરત ઉપર ઘા કરવા પામ્યો ન હતો એટલાં તો હઝરતે શેરે ખુદા મ્યાનમાંથી ઝુલફેકાર ખેંચી તેની ગરદન ઉપર એવી મારી કે ઘા પડતાંજ તે મરદુદ જીવ મુકી ભોંય ઉપર પડી ગયો અને તેનું નાપાક માથું જુદુ થઇને હઝરતના પવિત્ર કદમો આગળ આવીને પડયું, તે "તીહુર," ની ફોજ આ સઘળી કયફીયત અને હકીકત નજરો નજર જોતી હતી, તેઓએ પોતાના નામી સરદારને માર્યો જઈ ફીન્નાર એટલે જહન્નમ વાસીલ થતો જોઇ શોર બકોર મચાવી દીધો, કોઇ હાથ ઘસવા, કોઇ અફસોસીથી પોતાના માથા ઉપર ધુળ ઉરાડવા કોઇ રડવા કુટવા લાગ્યો અર્થાત તે લાખો જીન્નાતના હોશ હવાસ ઉડી ગયા, ઝુલફકારનો આવો ઘા તેઓએ અત્યાર સુધી કદી દીઠો નહતો પછી હઝરતે હયદરે કરરારે વળી તલવાર ચલાવી અને "તીહુર" ની આખી લાખો જીન્નાતોની ફોજને જહન્નમ વાસીલ કરીદીધી, તેમાંના એકને પણ જીવતો રહેવા દીધો નહી, જ્યારે "તીહુર" અને તેના લશ્કરના ફીન્નાર થવાના સમાચાર રઅદે જીન્નીને સંભળાવવામાં આવ્યા ત્યારે અનહદ ડર અને ભય વ્યાપી જવાથી તેણે પોતાની જીંદગીની આશા મુકી દીધી, પણ તરતજ તે બદબખ્તે પોતાના બીજા "કીરતાસ" નામના પહેલવાનને પોતાની પાસે બોલાવ્યો અને તેને પોતાની પાસે બેસારી કહ્યું કે "તીહુર" નામદાર તો રણસંગ્રામમાં.

એક માણસ જાલીના હાથે માર્યા ગયો અને તેનું લશ્કર પણ હાર થયું આપણામાંનો મોહટો અને જંગી પહેલવાન કતલ થયો, કોણ જાણે આ કેવો શેરેનર આપણી સામે લડવા આવ્યો છે ? અને શું તેની હીમ્મત અને શુજાઅતછે? હવે તો મને તેની બીકથી મારા પોતાના જીવતરની આશા રહેતી નથી તીહુરના કતલ થવાથી મારી કમર તુટી ગઇ, હવે હુ તારા શીવાય બીજા કોને લડાઇમાં જવાનું કહું ? માટે હવે તુંજ લડાઇમાં તેની સામે ઉતરી પડ, અને જો તું તેને મારી પાસે જીવતો પકડી લાવીશ તો તને ઇનામ દાખલ એટલું દ્રવ્ય જવાહીર અને ધન માલ અને ઇજ્જત આબરૂ આપીશ કે તેનો અંદાજો બાકી રહેશે નહી, અને સાથે હું તને ચીનના મુલકનો શાહનશાહ બનાવવાનું ખરૂં વચન આપુછું અને જો તુ તેને જીવતો પકડી લાવીશ તો જાણજે કે હવે તારા દીવસ અને નસીબ ચઢતા ગયાં.

રઆદ મલઊનનો હુકમ સાંભળતાંજ 'કિરતાસ' મલઊન નીસ્તો નાબુદ થવા માટે હઝરતે અલી અ૦ ની સાથે લડવા જવા માટે તૈયાર થયો તેણે લડાઇનાં સર્વે હથીયારો સજી લીધાં અને એક ખુંખ્વાર અજગરના ઉપર સ્વાર થયો. આ મલઊનનું કદ બસો ગજ લાંબુ હતું. તેની સાથે જીન્નાત અને દેવજાદાઓનું અસંખ્ય લશકર હતું. તે હઝરતે અલી અ૦ ની સામે આવીને કહેવા લાગ્યો કે સાંભળો મ્હારૂં નામ કિરતાસ પહેલવાન છે, જો તમે જીવવાની આશા રાખતા હોતો હવે તે રાખતા નહીં, હું મીસર અને શામના મુલકનો બાદશાહ છું અને "તીહુર" નામદારનો તમારાથી બદલો લેવા માટે આવ્યો છું. પહેલાં તમે મને બતાવો કે તમે અહીંયા કેવી રીતે આવ્યા અહીં આવવાનો રસ્તો તમને ક્યાંથી મળ્યો ? એવું

તમે શું જાદુ ચલાવ્યું કે તે કુવામાં ઉતરી અહીં સુધી સહીસલામત આવી પુગ્યા ? અહીંયાં આવવુ આદમ જાતથી તદ્દન અશક્ય અને અસંભવીત છે. જો કોઈ આદમજાત અહીંયાં આવે છે.તો ફવરન મારેીં જાય છે. અમે જીન્નાત લોકો જાદુગરીમાં મંતર જંતરમાં ઘણાંજ પ્રવીણ હોઇયે છીએ પણ તમે તો સર્વેના સરદાર નીકળ્યા તમે તો અમારા કરતા પણ વધારે જાદુ જાણનારા જણાઓ છો. યાદ રાખો હું તમારૂં તે બધું જાદુ અબઘડી કાઢી નાંખીશ, તમોને અહીંયા આવવાનો સારો સ્વાદ ચખાડીશ. તીહુર નામદારનો બદલો તમારી પાસેથી સારી પેઠે લઇશ, તમારી જાન મ્હારા હાથમાંથી બચવા પામશે એવી શંકા પણ આણતા નહીં, તમારા દોસ્તો અને રફીકો કે જેઓના આશરા અને સહારાના ભરોંસા ઉપર તમે લડવા તય્યાર થાઓ છો તેઓ આ વખતે ક્યાં ચાલ્યા ગયા ? આખી દુન્યામાં તમે એકલાજ મોહટા શુરવીર શેરે જંગી મનાઓ છો અને મશહુર છો પણ હવે તમે જોઈ લેશો કે તમારી તે શુજાઅત મ્હારી સામે ચાલશે નહી હજુ હું "લાત" અને "ઉઝ્ઝા"ના સોગન ખાઈને કહું છું કે જો તમે રાજી ખુશીથી અમારા બાદશાહની શેવામાં હાજર થાઓ તો તમારા હકમાં બેહતર છે, તેમ કર્યાથી તમારાં નસીબ જાગશે, આ વખતે મ્હારી આ સલાહ જો તમે માની લેશો તો આખો જન્મારો સુખશાંતીમાં ગાળી શકશો. મારી આ સલાહ ઉપર વિચાર કરી લ્યો અને મારી સાથે અમારા શેહનશાહની ખીદમતમાં ચાલો.

હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ તેની આવી વાતો સાંભળી ફરમાવ્યું કે ઓ મરદુદ તું શું બકી રહ્યો છે? ઓ લઇન બેદીન ! તું ત્હારા ગુમરાહ બાદશાહને શું સમજી બેઠો છે? તું જેને ત્હારો

બાદશાહ કહે છે અને જેની તું તારીફ કરે છે તેને અમે અમારો જાની દુશ્મન અને દીનો ઇમાનનો કટો શત્રુ ગણીએ છીએ ! હે ! નાદાન તું શામાટે અહંકાર કરી આવા તકબ્બુરી ભર્યા વેણ બોલે છે ? તું જોતો ખરો કે તે પરવરદીગારના ફઝલોકરમ અને પ્રતાપથી હમણાં રણસંગ્રામમાં તને કેવો મારૂં છું અને તને મ્હારી આ ઝુલફકાર તલવારનો કેવો મઝા ચખાડુ છું ? અને તને કેવી રીતે જહન્નમમાં ત્હારી બેઇમાની અને બદકીરતીનો બદલો પામવા મોકલું છું ?! હા જો તું ઇમાન લાવે અને પવિત્ર ઇસલામ કબુલ કરે તો અલબત્તા તું મ્હારી આબદાર તલવારથી બચી જઇસ. અને ત્હારાથી ખુદાવંદે તઆલા અને રસુલલ્લાહ (સ૦) રાજી અને ખુશ રહેશે અને પછી તને મરણ શરણ થવા બાદ ઇમાન લાવવાના બદલામાં ફિરદૌસેબરીં અંદર રાતા યાકુતનો મહેલ મળશે, અને નહીં તો હમણા હાલ હું તને ફીન્નાર કરૂં છું જ્યાં અબદુલ આબાદ ધગધગતી અગ્નીમાં બળતો રહીશ અને તને ત્યાંથી કોઈ મુકત કરાવી શકશે નહીં" હઝરતની આ હીદાયત યુકત વાણી સાંભળતાંજ તે મલઉનને ગુસ્સો આવ્યો અને એકદમ તેણે હઝરત ઉપર હુમલો કીધો.

હઝરતે અલી અ૦ તે મલઉનનો વાર રદ કર્યો, અને તરતજ તેની કમર ઉપર પોતાની આબદાર તલવારનો એવો વાર માર્યો કે તે મલઉન પોતે "તહસીન અને આફરીન" બોલી ઉઠ્યો, અર્થાત તે બે કટકા બરાબર થઇ ભોંય ઉપર પડ્યો અને સીધો જહન્નમમાં પહોંચી ગયો અને ત્યાં તીહુરને જઈ ગળ્યો. તેના સર્વે સાથીઓ આ બનાવ જોઇ છાતી કુટવા લાગ્યા અને તેઓમાંથી જે દેવ અને જીન હઝરત સાથે લડવા આગળ નીકળ્યો તેને હઝરતે બે ટુકડા કરી જહન્નમવાસીલ કરી દીધો આખા રણસંગ્રામમાં લાશોના ઢગલેઢગલા

થઇ ગયા અને લોહીની નદીયો વહેવા લાગી. આખર તેની ફોજનો એકએક માણુસ માર્યો ગયો. જ્યારે આ ખબર શહનશાહને પડી ત્યારે તો તેના હોશજ ઉડી ગયા ગોયા તેના ઉપર પુરેપુરી તબાહી પડી ચુકી તેણે પોતાના "શીમરાત" નામના ત્રીજા પહેલવાનને તેડી બોલાવ્યો. જ્યારે તે આવ્યો ત્યારે બાદશાહે તેને નીરાશા અને ભયપુરવક હાલતે કહ્યું કે અત્યારમાં હું ઘણોજ હયરાન અને પરેશાન થઇ રહયો છું. હવે શું કરવું તેની મને કાંઈ સુઝ પડતી નથી. પેલો માણુસ જે સામે ઉભો છે તેણે 'તીહુર" અને "ફિરતાસ" જેવા બન્ને પહેલવાનોને અને તેમની ફોજના લાખો જીન્નાતોને જોતજોતામાં કતલ કરી નાંખ્યા. એક તો તેઓની જુદાઇથી અને આ ઉભેલા આદમ જાત એકલા માણસના ભયથી મ્હારૂં જીવતર ધુળમાં મળી ગયું છે, જીન્નાતો અને તે પણ વળી જીન્નાતો "તીહુર" અને "ફીરતાસ" જેવા જંગી પહેલવાનો એક પળવારમાં માત્ર એકજ માણુસ જાતથી હાર પામી માર્યા જાય તે જાણી એવી શરમ અને ગયરત આવે છે કે કોઇને મોંહ દેખાડવા જોગ રહયો નથી. પણ મેં તને અત્યારમાં એટલા માટે બોલાવ્યો છે કે મેં તને મોહટી મોહટી જંગોમાં ઘણીવાર અજમાવેલો છે અને ઘણી મોહટી મોહટી લડાઇયો તેં સર કીધી છે અને હું જાણું છું કે સઘળી જીન્નાત કોમમાં ત્હારા જેવો શુરવીર અને બહાદુર બીજો કોઈ નથી, માટે હું તને હવે તેની સામે લડવા મોકલવા ચાહું છું કેમકે તે નામદારોનો બદલો જેમ બને તેમ જલ્દીથી લેવો વાજીબ છે. હવે ત્હારા શીવાય બીજો કોઇ મ્હારો ગમખ્વાર રહયો નથી. જેની આગળ હું મ્હારૂં દુ:ખ રડી શકું તેવો તુંજ એકલો છે, અને હું તને વચન આપુ છું કે જો તું (મઆઝઅલ્લાહ) હઝરતે અલી અ૦ નું માથુ કાપી લાવીશ

તો તને એટલું ઇનામ આપીશ કે તું માલામાલ થઇ જઇશ અને હારા આખા ભવની ભીડ ભાંગશે ઉપરાંત તને મોહટી મોહટી ત્રણ બાદશાહતનો શેહનશાહ બનાવીશ. આ સાંભળી તે પહેલવાન પણ હઝરતે અલી અ૦ સાથે લડવા તૈયાર થયો અને હથીયાર બાંધી રણસંગ્રામમાં ચાલ્યો.

તે એક મોહટી ઝબરદસ્ત ઘોડી ઉપર અસ્વાર થયો હતો તેનું શરીર એવું કાળું અને ભયંકર હતું કે જાણે ઉજળા દીવસની અંદર અંધારી રાત આવી પડી હોયની ! ! તેણે આવતાંજ હોંકાટો કરી કહ્યું "હું એક મોહટો ઝબરદસ્ત જંગી પહેલવાન છું રૂમના રાજ્યના જન્નાત અને દેવઝાદાઓનો બાદશાહ હુંજ છું, મારૂં નામ "શામરાત ગરંગ" છે, હું મયદાનમાં માત્ર એટલાજ માટે આવ્યો છું કે તમારી સાથે જંગ કરૂં, તમે "તાહુર" અને "કિરતાસને લડાઇના મેદાનમાં નાહક માર્યા છે જેનો બદલો હું તમારી પાસેથી હમણાં હાલ લઇશ અને તમને અહીંયા આવી આ તોફાન મચાવવાનો સારો મઝા ચખાડીશ. જ્યાં સુધી (મઆઝઅલ્લાહ) હું તમારૂં શીશ કાપીશ નહીં. ત્યાં સુધી ખાણું પીણું મ્હારા ઉપર હરામ છે. આ સાંભળીને હઝરતે ફરમાવ્યું કે ઓ મુંઝા ! બેહયા ! નામરદ !આટલી તકબ્બુરાઇ નકર ! હમણાં જોઇ લેજે કે ત્હારી આ બધી શીશીયારીયો અને ત્હારો ગર્વ આદી અહંકાર કેવી રીતે મટાડી દઉં છું ?! હમણાં હાલ તને ત્હારા મીત્ર "તાહુર" અને "કીરતાસ" ની સંગતમાં મોકલી દઉં છું, કેમ ગભરાય છે ? આટલો શું ચઢી ગયો છે ? અને કેમ જેમ મોંહમાં આવે છે તેમ બકે છે ? શું તે મહાન સર્વશકતીમાન પરવરદીગારને ભુલી ગયો છે ? ઓ નાલાયક ! કાફીર ! તું ત્હારા કુફરનો મઝા હમણાં ચાખીશ, શા માટે તારા હાથે બની જોઇને દોઝખને ખરીદી

લે છે! ખુદાની કસમ ખાઇને કહું છું કે જો તું તે કિરતાર ઉપર ઇમાન લાવે અને ઇસ્લામ કબુલ કરે તો ખુદા તને દીન દુન્યામાં. ત્હારી સર્વે મુરાદો બર લાવશે, ખુદાવંદે તઆલા તેનો રસુલ અને હું તેનો વસી ત્હારાથી ખુશ રહીશું અને તને બન્ને જહાનમાં સરફ રાઝી ગણાશે.

આ સાંભળતાંજ તેના ક્રોધનો પાર રહ્યો નહીં. તેની આંખો લાલચોળ થઇ ગઇ અને તેના શરીરમાંથી અગ્ની વરસવા લાગી અને તેના હાથમાં જે સીત્તેર મણનો ગુરૂઝ હતો તે હઝરત ઉપર વાર કરવા ઉંચો કર્યો.

શેરે ખુદાએ તેનો વાર રદ કરીને મ્યાનમાંથી તલવાર ખેંચી તેના શીર ઉપર એવો સખત વાર કર્યો કે તે તલવાર તેના બરાબર બે ટુકડા કરી તેની અસ્વારીના ઝીન અને તંગને કાપતી નીચે ઉતરી પડી. આવો સખત વાર જોઇ તે મલઉન પોતે અને બીજા જીન્નો એકાએક શાબાશ શાબાશ બોલી ઉઠયા. તે મલઉન નીચે ઝમીન ઉપર ટુકડે ટુકડા થઇ પડી ગયો અને દોઝખમાં તીહુર અને કિરતારને જઇ મળ્યો. પછી તો જીન્નાતોમાં કોલાહલ મચી ગયો, સર્વે જીન્નાતો ક્રોધાયમાન થઇ ગયા અને એવા ઉશ્કેરાઇ ગયા કે તેઓમાંથી મોહટાં મોહટાં નામચીન પહેલવાનો એકની બાદ એક લડવા માટે ઉતરી પડવા લાગ્યા. પણ હઝરતે હયદરે કરરાર એ તેઓ સઘળાંને દોઝખમાં પોતાના સરદારની સેવામાં રવાના કર્યા.

બાદશાહ ઘણો ગભરાયો અને શેરે વાવયલા કરવા લાગ્યો, તેની આંખોમાં અંધારાં ચડી આવ્યાં, મગજ ચકરાવા લાગ્યું. તખ્ત ઉપરથી પડું પડું થઈ રહ્યો અને વારંવાર કહેવા લાગ્યો કે—હાય હવે હું શું કરૂં ? કોને કહું ? મને આ માણસ જાત શેરે

ખુદાએ તબાહ અને બરબાદ કરી નાંખ્યા. તમામ જીન્નાતો પણ અતિશય ગભરાવા લાગ્યાં. કોઇ રડવા અને કુટવા મંડયો, તેઓની હીમ્મતો તુટી ગઇ અને તેઓને હવે શું કરવું તે બાબે કાંઇ યુકતી સુઝી નહી. રઅદ જીન્નીને એક દીકરો હતો જેને તે પોતાની પાસેથી પળવાર પણ જુદો કરતો નહીં, તેના ઉપર "રઅદ"ની એટલી પ્રીતી હતી કે તેના વાળને પણ આળ આવવા દેતો નહીં. ઉપરાંત તે છોકરો પણ ઘણો ખુબસુરત અને બહાદુર હતો.

---

## રઅદ જીન્નીના દીકરા રાહીલનો અહેવાલ.



આ જીન્નાતના શાહઝાદાનું નામ "રાહીલ" રાખવામાં આવ્યું હતું. તે જવાન પરસ્તાનના બાદશાહનો નવાસો (દીકરીનો દીકરો) થતો હતો. તે શાહઝાદો રૂપ અને કાંતીમાં પરીઓ કરતાં જરાએ ઉતરે તેવો નહતો, તેનો બાપ "રઅદ" જીન્ની તેને ઘણોજ ચાહતો તેની માતા પણ તેના ઉપર ઘણી પ્રીતી રાખતી ગોયા તેની આશક હતી, અર્થાત જયારે રઅદ જીન્નીને કાંઇ સુઝ પડી નહીં ત્યારે તેણે પોતાના એ "રાહીલ" છોકરાને બોલાવ્યો અને કહ્યુ કે હે ! પ્રીયપુત્ર ! હવે મ્હારા આયુષના દીવસો પુરા થયા, અને કદાચ જીવું તો શું મોંહ લઇને જીવું ? મ્હારા જીન્નાતના લશ્કરમાં જેટલા બહાદુર અને શુરવીર નામદાર પહેલવાનો હતા તેઓને આ પેલા ઉભેલા શેર જેવા માણસે જોતજોતામાં હલાક કરી નાંખ્યા. હું તે પહેલવાનોના જોર-થીજ રાજય કરી રહ્યો હતો, હવે મ્હારા રાજયની પાયમાલી શરૂ થઇ આ યુધ્ધના પરિણામ બાબે મને ઘણોજ ભય રહે છે, મ્હારૂં બનેલું કામ નામ આજે બગડવા બેઠું છે, મેં ત્હારા લડાઇ અને યુધ્ધ સબંધીના હુનરો ઘણી લડાઇઓમાં જોયાં છે માટે અએ ફરઝંદ

હમણાં તું રણસંગ્રામમાં જા અને ત્હારી ખુંખ્વાર તલવારને મ્યાન-માંથી ખેંચી તે શેરે ખુદાનું (મઆઝઅલ્લાહ) માથું કાપી આવ. આમાં જરાએ વિલંબ કરવો મુનાસબ નથી, નહીં તો, તે હમણાં હાલ તે જીન્નાતોની સઘળી વસ્તીને હલાક અને પાયમાલ કરી નાંખશે. હે ! ફરઝંદ ત્હારે હવે તેનાથી જરાએ ડરવું જોઇએ નહીં. જેવી રીતે ફાડીખાનારો શેર પોતાના શીકારને દબાવી લે છે તેવી રીતે તું પણ તેના ઉપર જઇને તુટી પડ. હું પોતે પણ ત્હારી મદદ માટે લડાઇમાં ઉતરી ત્હારી સાથે આવી ઉભો રહું છું, હું ત્હારાં સર્વે જંગી હથીયાર હમણાં મંગાવી આપુછું હે ! ફરઝંદ જો તું જરા પણ ઢીલ કરીશ તો તે શેરે કિરદિગાર આનની આનમાં એટલે જોતજોતામાં સર્વે જીન્નાતો અને દેવો અને પરસ્તાનનું સત્યાનાશ વાળી દેશે. માટે મુનાસબ અને હાલ મસલેહત એજ છે કે જેમ હું કહું છું તેમ ત્હારાથી હમણાં હાલ મ્હારા કહેવા ઉપર અમલ કર.

રાહીલે પોતાના પિતાની આજ્ઞા સાંભળી તેને માન આપવા પોતાની અસ્વારીના ઘોડાને જાદુના જોરથી બનાવવામાં આવ્યો હતો તે મંગાવ્યો પછી પોતાનાં સર્વે હથીયારો મંગાવી પોતાના શરીર ઉપર બાંધ્યા. જ્યારે સર્વ પ્રકારે સારીપેઠે તૈયાર થયો ત્યારે કાંઇ હથીયાર ભુલે ચુકે રહી ન જાય તે પુર્ણ રીતે તપાસો વીજળીની જેમ હઝરતે અલી અ૦ ની સામે આવીને ઉભો રહીને હંશીને બોલ્યો, પ્રકાર પ્રકારની આફ્તો અને બલાઓથી ભરપુર જે ઉપરથી "બીરૂલ અલમ"ના નામે ઓળખાતા કુવામાં થઇ આપ અહીં કેવી રીતે આવી શકયા ? ખરેખર તમો અહીંયા આવવામાં ઘણી બહાદુરી અને દીલેરી કીધી છે અને નિશંસય (બીલાશક) તમે ખરેખરા બહાદુર જવાંમરદ અને શુરવીર છો. પ્રથમ સાંભળી લ્યો કે જે માણુસ અ-

હીયા આવી ચઢે છે તેને, જાની દુશ્મની હોવાના કારણથી, અમારી જીન્નાતી શકતી તેને પાછો જીવતો જવા દેતી નથી, પણ તમારા હાથથી અમે સર્વે લાચાર થઇ ગયા છીયે કેમકે તમે અમારી ફોજના ત્રણ મોહટા મોહટા નામી ગરામી પહેલવાનોને કતલ કરી નાંખ્યા છે અને એવી રીતે તમે અમોને નિર્બળ બનાવ્યા છે, પણ એ સાથે એટલુ યાદ રાખો કે તે સઘળાઓની કૌવત અને શકતી મ્હારી કૌવત અને શકતી સાથે સરખાવતાં કાંઇ નહતી. મ્હારી નજરોમાં તેઓ તુચ્છ અને હીચકારા હતા. હું તેઓ સર્વેનો બદલો સારીપેઠે તમારી પાસેથી લઉ એટલા માટે આવ્યો છું. પણ આપણે એક બીજા સાથે લડવા માટે હથીયાર ઉગામીયે તે પહેલાં તમે મ્હારો અહવાલ સાંભળી લ્યો તે વધારે ઉચીત છે. હું "રાહિલ" નામથી ઓળખાઉં છું. હું "રઆદેજીન્ની"નો પુત્ર થાઉ છું; મ્હારી માતા પરસ્તાનના બાદશાહની દીકરી છે, હું એવો ઝબરદસ્ત પહેલવાન અને કૌવતવાળો જીન્નાતમાંનો શેહઝાદો છુ કે દેવલોક અને જીન્નાત લોકમાંનો કોઇ મ્હારી બરાબરીનો દાવો કરી શકતો નથી.

જ્યારે હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ રાહિલ ઉપર નજર નાંખી ત્યારે તે ચંદ્રમા અને સુરજ જેવો ખુબસુરત પ્રકાશિત ચ્હેરાનો જણાયો, તેના માથા ઉપર પ્રકાર પ્રકારના તેજસ્વી હીરા માણેક ઇત્યાદી ઝવેરાતનો મુગટ શોભી રહયો હતો જો કોઈ માણસ તેના એવા કાંતિમય પ્રકાશિત અને તેજસ્વી ચ્હેરાને જોઇ લે તો પછી કયામત સુધી તે મનમોહક સુરત મુરતને ભુલે નહી. તેનો પોશાક તેની ખુબસુરતીને વધારેને વધારે દીપ્યમાન અને શોભાયમાન બનાવતો હતો. હવે "રાહીલે" હોંકારો કર્યો અને બોલ્યો કે હે ! જવાંમરદ !

તમારૂં ધ્યાંન કયાં છે? તૈયાર હુંશીયાર અને ખબરદાર થાઓ, જુઓ હું તમારા ઉપર આવી પહોંચ્યો. એમ કહી તરતજ તેણે પોતાનો ઘોડો ઉડાવ્યો અને હઝરતે હયદરે કરરાર ઉપર હમલો કરી મ્યાનમાંથી તલવાર ખેંચી જેવો વાર (ઘા) કરવા જતો હતો કે હઝરતે હયદરે કરરાર ગયરેફરરાર અ૦ કાંઇ વિચારીને કુદયા અને પોતાના પવિત્ર હાથવડે તેનો કમરપટો પકડીને ઘોડા ઉપરથી ઉંચો કરીને ઉપડી લીધો અને તેને પોતાના પવિત્ર શીરૂ મુબારક ઉપર ચકર ચકર ફેરવવા લાગ્યા. અને તેને એમ ફેરવતાં ફેરવતાં ફરમાવ્યું કે હે! રાહિલ જો તને ત્હારો જીવ વ્હાલો હોય તો જલદીથી " કલેમએ તૈયબ " પડી લે નહીં તો આ મ્હારી આબદાર તલવારથી બચી શકીશ નહીં. હમણાં ભોંય ઉપર એવાં જોરથી પટકી મારીશ કે ત્હારા હાડકાંના ચુરેચુરા થઇ જશે અને તનમનમાંથી પ્રાણુ અને અહંકાર નીકળી જશે જો તું તનમનથી ઇમાન લાવતો હોય તો હું તને અમાન આપુછું. હે ! જવાન ! ત્હારે ત્હારા પોતા ઉપર રહમ-દયા ખાવી જોઇએ, ત્હારે દોઝખની અગ્નીમાં બળવું કબુલ કરવું જોઇએ નહીં. મને ત્હારા ઉપર ઘણી રહમ આવે છે અને તેથીજ હું તને સમજાવું છું, ત્હારા બાપનું માથું કાપીને હું તનેજ અહીંયાનો બાદશાહ બનાવીશ. અને એજ સોનેરી તખત ઉપર બેસારીશ, ત્હારાજ માથા ઉપર બાદશાહી મુગટ પહેરાવીશ. હે ! ભાઇ જો તુ મુસલમાન થઇ જઇશ તો ખુદાવદે તઆલા ત્હારાથી ઘણો રાજી રહેશે, કયામતના દીવસે તને આરામ અને રાહત આપવા માટે બેહિશ્તમાં મકાન અતા ફરમાવશે. અને જો તું મ્હારી આજ્ઞા ઉપર અને હિદાયત ઉપર અમલ નહીં કરે તો ત્હારે હમેશાં દોઝખમાં બળવું પડશે.

હઝરતનું આ ફરમાન સાંભળતાંજ શાહઝાદો **"રાહિલ"** સાચા

દીલથી મુસલમાન થયો, અને ઇમાન લાવી પોતાની ઝબાન ઉપર કલમએ તૈયબા જારી કર્યો, ખુદાએ વહદહુ લાશરીકની કસમ કે તે ઇમાન લાવવાથી બન્ને જહાનમાં સરફરાઝ વ મુગતાઝ થયો. જ્યારે તે ઇમાન લાવી ચુકયો ત્યારે શાહનશાહે દુન્યવદીન હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ તેને અમાન આપી અને તેના હકમાં શાબાશી અને આફરીનના કલામ ફરમાવવા લાગ્યા. અને રાહીલને સંબોધી કહ્યું કે "હે ! રાહિલ તેં જે દીન ઇસ્લામ કબુલ કર્યો તેના પ્રતાપથી તું મ્હારી આ આબદાર તલવાર ઝુલફકારના મારથી મુક્તી અને અમાન પામ્યો, તું જીન્નાતના ટોળાથી અને તેઓના જાદુ ઇત્યાદીથી જરાએ ડરતો માં. હવે તુ ખુદાના ફઝલો કરમની આશા રાખી જે કાંઇ થાય તે જોતો રહે. ઇનશાઅલ્લાહો તઆલા આ સર્વે જીન્નાતોને હમણાં હાલ કતલ કરી જહન્નમવાસીલ કરી નાંખુછું, અને તું જો કે હું તેઓના ગરૂર અને તકબ્બુરની તેઓને કેવી શીક્ષા કરૂં છું અને મહાન પરવરદિગારની મદદથી તેઓને કેવા નીસ્ત, બુતે . નાબુદ કરી નાંખુ છું, હઝરતનું આમ બોલવું સાંભળી ઘણો ખુશ થયો અને ઇમાનપુર્વક તે હઝરતની પાસે બેશી ગયો અને પાક પરવરદિગાર સરજનહાર માલિક ખાલિકના અનહદ શુકરો (ઉપકારો) માનવા લાગ્યો અને તે વારંવાર કહેતો કે હે ! પરવરદિગારે આલમ ! ત્હારી કુદરત, અઝમત અને જલાલતને કુરબાન જાઉં કે તેં જનાબે અલીયે મુરતઝા અ૦ ના એહસાનની મારફત મ્હારી બન્ને જહાનની મુશ્કેલીઓને અને અવઘડોને આસાન (સ્હેલ કરી દીધી. તું મને ગુમરાહી કુફર અને શીરકના અંધારામાંથી પવિત્ર દીનના તેજસ્વી પ્રકાશમાં લાવ્યો અને મુક્તિ અને મોક્ષને લાયક બનાવ્યો.

અહીંયા રાહિલ આમ શુકર માની રહયો હતો અને પેલીમેર

તેના બાપને ખબર પડી કે રાહિલ ઇમાન લાવી મુસલમાન થઇગયો. અને તેણે ખરા અંતઃકરણપુર્વક ખુદાવંદેતઆલાની તવહીદ (એકયતા) અને હઝરતે મોહમ્મદ સ૦ ની રીસાલત (પયગમ્બરી) અને હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ ની વિલાયત અને વિસાયત સ્વીકારી અને કબુલ રાખી, અને જે હઝરતે અલી અ૦ નો કટ્ટો શતરૂ બનીને ગયો હતો તે હઝરતે અલી અ૦ નો મોહિબ્બે જાની વદિલી બની ગયો. આ ઉપરથી રબ્બદેજીન્ની રાડો અને પોકાર પાડી રોવા મંડયો. આખર રોતાં રોતાં બેહોશ અને મુર્છાગત થઇ તખત ઉપરથી ભોંય ઉપર પડી ગયો. જ્યારે કાંઇ શુદ્ધિ આવી ત્યારે પોતાનું માથું કુટીને કહેવા લાગ્યો કે હાય અફસોસ મ્હારો પોતાનો પુત્ર મ્હારાથી ફરી ગયો ? હવે શું બાકી રહ્યું ? હે ! રાહિલ તેં શામાટે પોતાની જાતને હલાકતમાં નાંખી ? તેં કેમ તેનું કહેવું માની લીધું ? તેં મ્હારી સાથે આવો દગો કેમ કર્યો ? તું મુસલમાન કેમ થઈ ગયો. મને તો ત્હારો ઘણોજ ભરોસો હતો, હવે હું શું કરૂં ? ત્હારા મુસલમાન થવાથી મ્હારા ઉપર તો કયામત આવી ગઇ. હાય ! શું તું મ્હારા પ્યારને મ્હારી મ્હેરબાનીયોને, મ્હારી પ્રીતીને ભુલી ગયો ? હાય હવે હું જીવીને શું કરીશ ? લે જેવી રીતે તું મને વિસરી ગયો તેવી રીતે હું પણ તને વીસરી જાઉં છું. પહેલાં તો મ્હારે તનેજ મુસલમાન થવાનો સ્વાદ ચખાડવો જોઇએ, પણ વળી ખ્યાલ આવે છે કે જે થવાનું હતું તે થઇ ગયું હવે તેમ કર્યાથી શો લાભ થવાનો ?

આમ કેટલીકવાર વિલાપ કર્યા પછી તેણે પોતાના સઘળા લશ્કરને બોલાવ્યું અને તેઓને આજ્ઞા આપી કે તમે સર્વે એકઠાં મળી મૈદાનમાં લઢવા ઉતરી પડો અને (નઉઝોબિલ્લાહ) હઝરતે અલીયે મુરતઝા અ૦ નું શીશ (મુબારક) કાપી લાવો. તમે ૨

એકઠાં થઈ તલવારો ખેંચી લ્યો અને સર્વે એકઠાં મળી તેના ઉપર તુટી પડો. હે ! મ્હારા બ્હાદુરો ! ચાલતાં સુધી તો જો તમારાથી બને તો, તેને જીવતો મ્હારી પાસે પકડી લાવો. આ હુકમ સાંભળતાંજ લાખો જીન્નાતોનું અસંખ્ય લશ્કર તેના હુકમને માન આપવા ખુલ્લી તલવારો ખેંચી નેઝાઓ બલંદ કરી કમાનોમાં તીર જોડી મયદાનમાં ઉતરી પડયા. આ ફોજ નવ લાખ અને કેટલાક હજાર જીન્નાતોની હતી તે સર્વે એક મહા મોહટા સમુદ્રની સમાન મોજાઓ અને છોળાઓ મારતી હઝરતે અલી અ૦ તરફ ઝુકી પડી અને તેઓને વચમાં ઘેરી લીધાં. જયારે હઝરતે અલી અ૦ ની આસપાસ આ તમામ લશ્કર અડગ પર્વતોના સમાન આવીને ઉભું રહ્યું ત્યારે સર્વે સ્થળે અંધારૂં ઘનઘોર થઈ ગયું, તેઓએ મારો અને પકડોના એવા ભયંકર અવાજો કાઢવા માંડયા હતા કે તે અવાજોથી સાતે આકાશ ગુંજી ઉઠયા હતા અને પૃથ્વી ઉપર ધરતીકંપ થવાનો ભય ઉત્પન્ન થયો હતો. હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ શાહિલને ફરમાવ્યું કે તું જરાએ બીહતો નહીં, આ લોકોના અવાજોનો કે તેઓના ડરાવવાનો જરાએ અંદેશો કરતો માં. તું જોતો ખરો અલ્લાહ તઆલાના ફજલો કરમથી હું હમણાં હાલ તે સર્વેને ફના ફીન્નાર કરી નાંખું છું. તું ત્હારે જોયા કર. તે પરમ દયાળુ પરવરદિગાર મને શત્રુઓની સામે ફતેહ આપતોજ આવ્યો છે અને આપશે. હું તેઓમાંના એકના પણ નાપાક શરીર ઉપર માથુ રહેવા દઇશ નહીં. જ્યાં સુધી હું એ સર્વેને કતલ કરી નાંખીશ નહીં ત્યાંસુધી રણસંગ્રામમાંથી મોંહ પણ પાછું ફેરવીશ નહીં. એટલું કહી હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ અલ્લાહો અકબરનો નારો માર્યો અને ફવરન મ્યાનમાંથી ઝુલફકારે શરરબારને ખેંચી લીધી અને તે સર્વે

દીનના દુશ્મનો ઉપર હુમલો કર્યો. ઘણી ઝડપ અને ત્વરાથી કાફેરોના ગાથા ઉપર ઝુલ્ફકાર ચાલવા લાગી; પહેલાંજ હુમલામાં લાખોનો ફેસલો કરી નાંખ્યો લાખો લાશો નિરજીવ ભોંય ઉપર. લોહીમાં ખરડાએલી પડીગે હતી, લાખોમાંથી લોહીના ફુવારા ઉડતા હતા જેથી એમ જણાતું હતું કે લોહીનો વરસાદ વરસી રહ્યો છે, આ વખતે તે રણસંગ્રામનો અજબ સીન (દેખાવ) થઈ રહયો હતો કેટલાક અફસોસીથી હાથ ઘસતા હતા. કેટલાક ઝખ્મી થએલા અર્ધહલાલ થએલા જાનવર સમાન તડપતા હતાં, કેટલાંક હાય, હાય, વાય વાય ની ભયંકર અવાજો કાઢી રહયા હતા. કેટલાંક મલેકુલ મૌતને અને દોઝખના દરવાજાને ખુલ્લો જોઈ પસતાતા હતા. લોહીની નદીમાં કેટલાંક ડુબતાં હતાં, કેટલાંક ઉપર તરતાં હતાં, કેટલાંક ગોતાં ખાતાં હતા, અને કેટલાંક તો લોહી પી જવાથી દમ ઘુંટાવાની પીડામાં ફસાયા હતા, લોહીની રેલમછેલ થઇ ગઇ હતી, શું ઝુલફકાર જેના ઉપર પડતી તેનો આંખ મીચામણી કરતાં પણ ઓછા વખતમાં ફેંસલો કરી નાંખતી હતી, વાંચકો ! આ ઠેકાણે મ્હારી અરજ ઉપર જરા લક્ષ દયો શું જ્યારથી સૃષ્ટી ઉત્પન્ન થઇ છે ત્યારથી આજ દીન સુધી કોઈ માણસ એવો થયો છે કે જેનાથી હઝરતે અલી અ૦ ના હાથ મુબારકથી જેવાં અજાયબ અને ગરાયબ કામ જાહેર થયાં છે તેવાં તેનાથી થયા હોય ? આણીમેર હઝરતે અલી અ૦ એકલા તને તનહા માત્ર હાથમાં ઝુલ્ફકાર પકડી ઉભા હતા અને પેલીમેર નવ લાખ અને કેટલાંક હજાર માણસો નહીં પણ જીન્નાત અને દેવઝાદ. એ પ્રકાર પ્રકારનાં હથીયારો અને જાદુઇ શકતી સહીત અગ્નીતેક વરસાદ વરસાવી રહ્યાં હતાં કેટલાંક જીન્નાત અઝદાહ ઉપર કેટલાંક ગેંડીયો ઉપર અને કેટલાંક મોહટા મોહટા હાથીયો ઉપર અસ્વાર

થઈ હઝરતે અલીએ મુરતઝા નરીગે રસુલે ખુદા અ૦ ઉપર ચઢાઇ કરી રહ્યા હતા. આ સર્વે જીન્નાતો તે એકજ પંડના ક્રુદ્ધ શત્રુ બની જાદુ અને શેહરના બળે આગી વરસાવવા ઉપરાંત અનેક ઉધમાત મચાવી રહ્યાં હતાં. પણ તાહરે મોઅજીઝા કે તેઓની આ સર્વે સામગ્રી હઝરતે અલી અ૦ નીં માત્ર એકજ તલવાર ઝુલફકાર આગળ લાચાર હતી. જેવી રીતે પાનખર રૂતુમાં વૃક્ષ ઉપરથી પાંદડાં ખરે છે તેમ તે તલવારથી જીન્નાતોનાં બોઠા હેઠે પડતાં હતાં. જે વખતે ઝુલફકાર ચાલી રહી હતી તે વખતે જો કે ઘણાં જીન્નાતો મુકાબલો કરી રહ્યાં હતાં પણ તેઓના હોશહવાસ ઉડી ગયા હતા, તેઓને કાંઇ સુઝ પડતી નહતી તેથી ગભરાતા હતા ચારે તરફ હઝરતે નુહ અ૦ ના વખતના તોફાન જેવો ઘાટ મચી ગયો હતો સર્વે જીન્નાતો લડવાથી થાકી જઇ લાચાર થઇ ગયા હતા. પણ ઝુલફકાર પોતાનું કામ એવીજ ફુરતીથી બજાવે જતી હતી આખા મેદાનમાં એટલી લાશોના ઢગલા થઈ ગયા હતા કે તલભર મુકવાની જગ્યા પણ બાકી રહી નહતી. મ્હારી કલમમાં એટલી શક્તી નથી કે બીરૂલ અલમની જંગનો પુરો અહવાલ લખી શકું. ઘણીખરી મોઅતબર હદીસોની અને સનદવાળી કીતાબોમાં જોવાથી એમજ સિદ્ધ થાય છે કે જનાબે હયદરે કરરાર વસીએ રસુલે મુખ્તાર અ૦ સીત્તેર રાત અને દીવસ સુધી "બીરૂલ અલમ"માં જીન્નાતોની સાથે લડયા. લખે છે કે હઝરતે અલી અ૦ ને તેટલી મુદતમાં એક સેકન્ડ કે પળ જેટલી પણ ફુરસદ મળતી નહતી પણ જયારે નમાઝનો વખત થતો હતો ત્યારે તે શેરે કીબ્રીયાઇ પોતાની શમશીરને ભોંય મુકી દેતા અને તરત ઇબાદતે ઈલાહીમાં મશગુલ થઇ જતાં. અને તે તલવાર ઝુલફકાર તે વખતે હઝરતે મુસા અ૦ ના અસાની જેમ અઝદહા (અજગર) બનીને તે

હઝરતના આસપાસ ફરતી હતી અને પહેરો ભરતી હતી, અને જ્યારે હઝરતે અલી અ૦ નમાઝથી ફારેગ થઇ જતા ત્યારે તે ઝુલફકાર વળી પોતાના નિયમ પ્રમાણે તલવાર બની જતી અને જ્યારે તે૦ અજગર બની પહેરો ભરતી અને હઝરતે અલી અ૦ નમાઝમાં મશગુલ હોતાં ત્યારે જે જીન્નાતો અને દેવઝાદાઓ એકઠાં મળી હઝરતને ઇજા પહોંચાડવા પાસે આવતાં ત્યારે તે પોતાના મોંહમાંથી તેઓ ઉપર એટલી આગની વરસાવતી કે તેઓ સઘળાં બળીને ભશ્મ થઇ જતાં અને જેઓ બળી જવાથી બચી જતાં હતાં તેઓ એવાં દુર નાશી જતાં હતાં કે પછી પાસે આવવાનું નામ લેતાં નહતાં અને એક બીજાને કહેતાં કે નાસો નાસો નહી તો આ અજગર આપણને પણ બાળીને ભશ્મ કરી નાંખશે, આપણે તો હવે શું કરવું કે આ માણસ તો જ્યારે નમાઝ પડે છે ત્યારે પણ હાથ આવનો નથી?!! આપણે તો આને તલવાર સમજવી કે અજગર સમજવો ?!! અથવા ખુદાનો કહર ગણવો ? ગમે તે હોય પણ તે તલવાર આપણી આપણી કૌમ ઉપર એક આ[illegible] અને જ્વાલા સમાન બનીને આવેલ છે. આ જવાન કોઈ પણ યુકતીથી આપણે હાથ આવે તેવો નથી. આપણા ઉપર અજબતરહની આફત તુટી પડી છે, આખર સર્વે લાચાર થઈ એક-મત થઇ 'રઆદજની'ની પાસે ગયા અને સર્વે જણ એક અવાજે ગભરાટમાંને ગભરાટમાં હાથ જોડી કહેવા લાગ્યા કે હે ! રઆદ બાદશાહ ! આમ હાથ જોડી અહીંના શું બેશી રહયો છે ? ત્યાંતો અમારી સર્વે કૌવત તમામ થઇ ચુકી; હવે તું પંડે લડવા માટે ઉતરી પડી અમારી કાંઈ મદદ કરે તો બાજી સુધરે આ પ્રમાણે તેઓ પ્રકાર પ્રકારના કાલાવાલા અને જોર શોરથી વિનંતી કરવા લાગ્યા. છેવટે તેઓએ કહ્યું કે જો તું લડાઇમાં ઉતરવામાં જસપણુ

વિલંબ કરીશ તો પછી એક જીનકે દેવનું નામ દુન્યા ઉપર બાકી રહેશે નહીં. હવે તો અમારૂં કાંઇ ચાલતું નથી, હવે તો તે જવાનની સામે નજર કરવાની પણ અમારામાં હીમ્મત બાકી રહી નથી, તેની આંખોમાંથી ગુસ્સાના અને ક્રોધનાં એવાં ચીન્હ પ્રગટે છે કે અમે તે સામે જોતાં ડરીજઇ મુઉએ છીએ. વળી ઉપરાંત તેની પાસે જે તલવાર છે તેને તો અમે જાદુ કહીયે કે શમશીર કહીયે કે શું કહીયે તે કાંઇ સમજાતું નથી. જેણે લાખો દેવ અને જીન્નાતોને જોતજોતામાં કતલ કરી નાંખ્યા. જ્યારે તે જવાન નમાઝ પઢવામાં મશગુલ થાય છે તે તલવાર નવીજ આફત ઉભી કરે છે એટલે તે મોહટો વિકાળ અજગર બનીને તે જવાનનો પ્હેરો ભરે છે અને અમારા ઉપર એવી આગની વરસાવે છે કે અમે સઘળાં બળીને ભસ્મ થઇ જઇયે છીએ. અને જ્યારે નમાઝ પઢી રહે છે ત્યારે વળી તલવાર બની જાય છે અને જ્યારે તે ચાલે છે ત્યારે તો અમે તેને વીજળીજ સમજીયે છીએ વિજળીની જેમ એકદમ પછી લાખોનું સત્યાનાશ કાઢી નાંખે છે. હવે તો તે નામદાર જવાન ઉપર અમારી કોઇ પણ યુકતી કે જાદુ ઇત્યાદીનું પ્રબળ ચાલતું નથી.

આ સાંભળી રઅદજીની બોલ્યો કે તમે કેવા નામરદ છો. તેતો એકલો છે અને તમે લાખો છો!!! તમે સર્વે એકઠાં મળીને તેને જીવતો કાંઇ પકડી લેતાં નથી ? અને પછી મ્હારી પાસે કાં હાજર કરતા નથી ? શું કોઇએ એવી વાત સાંભળી પણ હશે કે બની આદમમાંનો એક લાખો અને કરોડો જીન્નાત અને દેવ લોકોને હરાવે અને આજીઝ અને લાચાર કરે ? આતો ઘણીજ ગઝબની અને અચરજ પામવા જેવી બાબત છે. ન તેણે સીત્તેર દીવસ અને સીત્તેર રાતોથી કાંઇ ખાણું ખાધું છે ન પાણી પીધું છે તોપણ તે તમે સર્વેને પાછા નસાડે છે અને કમહિમ્મત કરે છે? એતો ખરેખર

વિચિત્ર બાબત છે. જીન્નાતોની સાથે બનીઆદમ અને તે પણ વળી આવી રીતે એકલો લડયો હોય તેતો આ પ્રથમજ બનાવ લાગે છે. તમે આ કેવી બેશરમી અને બેગયરતી કરી રહ્યાં છો ?' શું આજ સુધી કોઇ બની આદમ જીન્નાતોને આમ માર મારી શકયો છે, શું એવું તમે સાંભળ્યું છે ? કદી નહીં, ન એવું બન્યું છે ન બનશે, તમે કોઈ પણ બાબતથી ડરી ગયા છો અને તેથી તમારા છક્કા છુટી ગયા છે, જરા પોતાના મનોને મજબુત કરો અને હીમ્મત ધારણ કરો અને પછી તેને જીવતો પકડી મ્હારી શેવામાં હાજર કરો. આજ સુધી શું કોઇ જીન્નાત લાખો બનીઆદમોથી એ ડર્યો છે કે તમે ડરો છો? શું તમારામાં ગયરત બાકી રહી નથી ? હે ! જીન્નાત ખરેખર તમે સર્વેના સર્વે બાયલા નામરદ અને નીર્લજ થઇ ગયા, તમારામાં તમારી જાતીનું અભીમાન રહ્યું નહીં. ખરેખર તમે આખી દુન્યાની હાંસીને પાત્ર થયાં, આખી દુન્યા તમને મ્હેણાં મારશે. આટલું બોલી તે અત્યંત ક્રોધાયમાન થઇ તખત ઉપરથી ઉભો થયો અને તેણે પોતાની અસ્વારીનો ઘોડો મંગાવ્યો, આ ઘોડો જીન્નાતી ઘોડાની નસલમાંનો મોહટો અને જાતવંત અને મહા કીંમતી હતો. તે ઘોડાના માથા ઉપર ચાર આંખો ચાર મોહટા મોહટા સીતારાઓ સમાન ચમકી રહી હતી, બીજા ઘોડાઓની પેઠે તેને ચાર પગ હતા, પણ તેનું બાકીનું શરીર હાથીને મળતું આવતું હતું તેની પુંછડી ગાયની પુંછડી જેવી હતી અને તેના આખા શરીરમાં અનહદ પાંખો ઉગી નીકળેલી હતી, તેના માથા ઉપર એક તેજ અને અણીયાળું તીર એવું જણાતું હતું કે તેની આગળ ભાલાની અણી કાંઇ હીસાબમાં નથી. ચાલવામાં અને ઝડપમાં તે ઘોડો વીજળી કરતાં પણ વિશેષ વેગવાળો હતો, અર્થાંત તે જાલીમ અને અજાન જંગી રઆદ

પોતાની તે ખાસ અસ્વારી ઉપર અસ્વાર થઇને પોતાના લશ્કરની તરફ આવ્યો અને પોતાના લશ્કરીયોને એકત્ર થઇ તે જવાન (હઝરતે અલી અ૦) ઉપર અગ્નીનો વરસાદ વરસાવવાનો હુકમ આપ્યો. આ હુકમ સાંભળતાંજ તે જીન્નાતોનું લશ્કર એકત્ર થઇ ચારે તરફ ઉપર અને નીચે કાળા વાદળાની સમાન છવાઇ ગયું અને અગ્ની વરસાવવી શરૂ કીધી, જમીનથી કે આકાશ સુધી અગ્નીના ભડકે ભડકા થઇ રહયા અને તે તમામ ભડકા હઝરતે અલી અ૦ તરફ આવવા લાગ્યા. હઝરતે અલી અ૦ આ જોતાંવેંતજ પોતાની મ્યાનમાંથી "શ શીરે શોઅલાબાર" ખેંચી કાઢી જેમાંથી આગના મોહટા મોહટા ભડકા નીકળવા લાગ્યા અને જે ભડકા ઝુલ્ફકારમાંથી નીકળ્યા તે જીન્નાતોના જાદુના ભડકાઓને પોતાની સાથે લઇ જીન્નાતોને બાળવા લાગ્યા, તેઓની અગ્નીથી ખુદ તેઓનુંજ લશ્કર બળવા લાગ્યું પહેલાંજ હમલામાં જીન્નાતોનું દસ હજારનું લશ્કર બળીને ભસ્મ થઇ ગયું. તે મલઉનોના બળવાના ધુમાડાથી ચારે તરફ ધુમાડો ધુમાડો થઇ રહયો, જયારે તે ધુમાડો આકાશ તરફ ગયો ત્યારે તેમાંથી એક એવો ભયંકર એને ત્રાસદાયક અવાજ આવ્યો કે સર્વે જીન્નાતોનાં દીલ હલી ગયાં અને ત્રાસથી ભરપુર બની ગયાં. ઉપરાંત તેમાં હજારો પ્રકારનાં લડાઇનાં વાજાં જીન્નાતો વગાડતાં હતાં જેના સદમાથી ધરતી કંપવા લાગી. આખી દુન્યામાં અંધકાર છાઇ ગયો અને રોઝે મહશરનો નમુનો થઇ ગયો

કુવામાંથી આવા ધુમાડાના ગોટેગોટ નીકળતા જોઇને હઝરતે રસુલે ખુદા સ૦ ના અસહાબો અરજ કરવા લાગ્યા કે હયહાત! હયહાત! આમાં શું ભેદ રહેલો છે? કુવામાંથી આવડો બધો ગોટે ગોટ ધુમાડો કેમ નીકળે છે? યા હઝરત! જીન્નાતોમાંના

મલઉનોએ કદાચ હઝરતે અમીરૂલ મોઅમેનીન અ૦ ને બાળી તો નાંખ્યા નહીં હોય ? કેમકે આ ધુમાડો નીકળવાથી એમજ જણાય છે, અને જુઓ તેમના એવી રીતે શહીદ થવાના કારણથીંજ જમીનં પણ કાંપે છે અને તે નુરે ઇલાહીના જાતા રહેવાથી પૃથ્વી ઉપર ચારે કોર અંધકાર છવાઇ ગયો છે, અને એમ બન્યું હોય એમાં નવાઇ નહીં કેમકે તે કુવામાં હઝરતે અલી અ૦ એકલા ગયા છે અને તેમાં પાર વિનાના અગણીત અસંખ્ય મુલઉન જીન્નાતો વસે છે, તેઓનાજ ગમમાં આ રડવાના અવાજો આવે છે જે મલાએકાઓના વિલાપના અવાજ છે, હે ! સુલતાને દીં વસરદારે મુસલેમીં ! આતો મોહટો ગજબ થયો. ખુદાના વાસ્તે અમને ખરી હકીકતથી વાકીફ કરો. જો હઝરતે અલી અ૦ માર્યા ગયા હોય તો પછી અમારા જીવવામાં ધુળ પડી. અમને પણ તે મલઉનો જીવતાં મુકશે નહીં.

આ સાંભળીને હઝરતે રસુલે ખુદા મોહમ્મદે મુસ્તફા સ૦ ફરમાવ્યું કે સાહેબો ! મોંહમાંથી એવી વાતો ન કઢો, તૌબા કરો, કેમકે હઝરતે અલી શેરે ખુદા બન્ને જહાનના મુશ્કીલકુશા છે, તેઓના વાળને પણ આળ પહોંચાડી શકે એવી અગ્નીમાં જરાએ શકતી નથી. પરવરદીગારે હઝરતે અલી અ૦ ની જાતને એવો રૂતબો અને મરતબો અતા ફરમાવ્યો છે કે કયામતના દીન સુધી તેજ દુન્યાનો વાલી છે સાહેબો સાંભળો કે જે માણુસ હક (સત્ય) ઉપર હોય તેના ઉપર આગ કેવી રીતે અસર કરી શકે ? મહશરના દીવસે હઝરતે અલી અ૦જ સાકીયે કવસર હશે. કયામતના દીવસે ખરેખર બિલા-શક સર્વે મખલુકાતને તેનાથીજ કામ પડશે, હે ! દોસ્તો, અલી શાહે મરદાન છે તે ખુદાની રાહ ઉપર દીલોજાનથી તસદુક (કુરબાન) છે. અગ્ની પોતે હઝરતે અલી અ૦ થી ડર્યા કરે છે કેમકે હઝરતે અલી

અ૦ ની આંખોમાંથી હક બાબત માટે જે ગુસ્સો અને ગરમી નીકળે છે તે એવો તો સખત ગુસ્સો છે કે તેની ગરમી આગળ અગ્નીની ગરમી કાંઇ ચીજ નથી. બળતી અગ્ની હમેશાં પાક પરવરદીગારની દરગાહમાં હમેશાં એજ દોઆ માંગે છે કે ખુદાવંદા ! ત્હારા આશિકે સાદિક હજરતે અલીએ મુરતઝા અ૦ ને અંગારા ઉપર ફઝલોકરમ રાખ, હું પણ હજરતે અલીઅ૦થીજ મ્હારી મુશ્કીલો આસાન કરાવવાની ઇચ્છા રાખું છું. જ્યારે આવી દોઆ કરે છે ત્યારે અગ્નો ઉપર હજરતે અલી અ૦ નો ભય અને ખોફ છવાઇ જાય છે. તે વલીએ હકની દેહશત અગ્ની ઉપર ચઢી આવે છે હે ! દોસ્તો ! જો તમે મ્હારૂં કહેવું માન્યું હોય તો હવે પછી મોંહ ઉપર એવી બાબતો ન લાવતા." એટલું ફરમાવી રહ્યા પછી હજરતે રસુલે ખુદા સ૦ પોતાના યારોને લઇને તે બીરૂલ અલમના કુવા ઉપર આવ્યા, પછી હજરતે રસુલેખુદાસ૦ પોતાનું સીર મુબારક તે કુવામાં નમાવી એક બુલંદ નાઅરો માર્યો જેનો એવો શોર મચી ગયો કે સાતે પૃથ્વી અને સાતે આકાશમાં તેથી ધ્રુજારો મચી ગયો. પછી હજરતે દરદનાક અને દુઃખી રીતથી ફરમાવ્યું કે હે ! મ્હારા પ્યારામાં પ્યારા ભાઇ ! હે ! મ્હારી આંખોના તેજ અને તારા ! અત્યાર સુધી મને તારી તરફથી કાંઇ સમાચાર મળ્યા નથી, હવે તો તમારો અવાજ સાંભળવા માટે મ્હારૂં મન કલ્પાંત કરી રહ્યું છે, બસ એકવાર તારો અવાજ મને સંભળાવી દે અને તારી ત્યાં શી હાલત છે તે કહી દે, હે ! ભાઈ ! ત્હારી જુદાઇનું દુઃખ હવે હું

સહન કરી શકતો નથી, જ્યારે હઝરતે અલી અ૦ હઝરતે રસુલે ખુદાસ૦ નો આ અવાજ સાંભળ્યો ત્યારે તેના જવાબમાં આપે અરજ કીધી કે "યાશાફીએ મહશર મહબુબે દાવર ! હું પરવરદીગારના ફઝલો કરમથી અને આપના પ્રતાપથી સારીપેઠે આનંદ ખુશીમાં છું, પણ અહીંયાં ભારે યુદ્ધ જામ્યું છે. તમામ જીન્નાત અને દેવઝાદા પોતાની તમામ શકતીયો સહીત મ્હારી સામે લડતા અને મહાભારત યુધ્ધ (જંગ) કરી રહ્યાં છે. પણ આપ મ્હારી તરફથી ઇનશાઅલ્લાહ ગભરાતા નહીં. હા મ્હારા હકમાં આપ દોઆ ફરમાવો કે ફતેહ પામું, અને હું અહીયાં જરા પણ ડરતો કે ગભરાતો નથી હું તે મહાન બન્ને જહાનના પાલણહાર ઉપર પુરો ભરોસો કરી ચુકયો છું. અવાજ સાંભળીતાંજ હઝરત રસુલે ખુદા સ૦ ખુદાવંદે તઆલાનો શુકરનો સીજદો કીધો અને તે મહાન કિરતારની સ્તુતી કરવા લાગ્યા આવી રીતે બીરૂલ અલમમાં જંગ થઇ રહી હતી. લાખો જીન્નાતો જખમી થએલાં તડપતાં હતાં. લાખો જહન્નમવાસીલ થઇ ચુકયાં હતાં. સર્વે ગભરાઇ ગયાં હતાં. કેટલાંક નાસી જતાં હતાં પણ નાશીને હઝરતના તલવારથી જાય કયાં ? હઝરત ફવરન ત્યાં પહોચી જતાં હતાં અને તરત તેમને જહન્નમ વાસીલ કરી દેતાં હતાં, આખર જ્યારે સર્વે લાચાર થઇ ગયાં અને તેઓનું કાંઇ ન ચાલ્યું ત્યારે તેઓએ એકમતે સલાહ કીધી કે હવે તો નાશી જવું જોઇએ અને બાદશાહને આ બાબતની ખબર આપવી જોઇએ. એમ સૌથી સલાહ કરી તેઓ સર્વે નાશીને બાદશાહની પાસે ગયા અને બાદશાહને કહેવા લાગ્યા કે "તેં આ અમારા પ્રાણોને આવા ભયંકર જોખમમાં નાંખ્યા છે ! ત્હારૂં આખું લશ્કર બરબાદ અને પાયમાલ થઇ ગયું હવે તો તું સાથે ચાલે તો કાંઇ બને.

આ સાંભળતાંજ રઅદ જીન્નીએ પોતાનો ઘોડો હઝરતે અલી અ૦ ની તરફ આગળ વધાર્યો. રીવાયતમાં લખ્યું છે કે લશ્કરીઓનું ઉપર પ્રમાણે બોલવુ સાંભળીને તેની આંખો લાલચોળ બની ગઈ હતી. તેનો મોહટો ગુરઝ એક મોહટા કીલ્લાના બુરજા સમાન દેખાતે હતો અને રઅદ જીન્નીએ એક પર્વત ઉપાડી લીધો હોયની એ જણાતો હતો, અર્થાત તે પોતે પણ પહાડ જેવો, તેનો ગુરઝ પહાડ જેવો અને તેનો ઘોડો પણ પહાડ જેવો તે ત્રણે પહાડ દાનમાં એકદમ આવી ઉભા રહ્યા: તે વખતે કયામતના આસાર (િ જાહેર થયાં, જમીન કાંપી ઉઠી આસમાન અને પૃથ્વીના મળ તબક ધરૂજવા લાગ્યાં, તેણે હઝરતે અલી અ૦ ના મુકાબલામા આવી ઉભા રહેતાંવેંતજ એક ઝબરદસ્ત નારો માર્યો, તેણે પોતાની પાસે જે દોરડાંના ફાંકા રાખ્યા હતા તેના ઉપર કાંઈ જંતર મંતર પઢી ફુંક મારી પછી તે ફાંકાઓને તેણે હઝરતે અલી અ૦ ઉપર ફેંકયા. તેના હાથમાંથી તે દોરડાં વછુટતાંજ મોહટા મોહટા અજગર બની ગયા અને તે અજગર હઝરતે અલી અ૦ ની તરફ દોડતાં આવવા લાગ્યા તે અજગરોના મોહમાંથી અગ્નીના શ્વાસ નીકળતા હતા અને જોર ભર અંગારા વરસતા હતા. હઝરતે અલી અ૦ આ બાબત જોઇ અલ્લાહો અકબરનો નારો માર્યો અને પોતાની ઝુલફકાર મ્યાનમાંથી કાઢી તે તરફ નાંખી જેમાંથી વીજળી જેવી આગ નીકળી અને તેણે પેલા જાદુઇ અજગરોની સર્વે અગ્નીને અને તે અજગરોને બાળી નાંખી ભસ્મ કરી નાંખ્યા અને તે અજગરોના બળવાથી આકાશ સુધી વળી ધુંમાડાના ગોટેગોટ બલંદ થયાં આવો ગોટેગોટ ધુંમાડો નીકળતો જોઇ સુલતાને હરદોસરા હઝરતે રસુલે ખુદા મોહમ્મદે મુસ્તફા સ૦ વળી પોતાના ભાઇને પુકાર્યા, હઝરતે અલી અ૦

પ્રથમની જેમ ઉત્તર આપ્યો. જે ઉપરથી હઝરતે રસુલે ખુદા સ૦ વળી પરવરદિગારનો શુકર માનવા સીજદામાં ઝુકયા. અને અરજ કીધી કે યા પરવરદિગાર ત્હારી કુદરત અને મ્હેરબાની ઉપર કુરબાન જઇયે કે તેં મ્હારા ભાઈ હઝરતે અલી અ૦ નો અવાજ સંભળાવીને વળી મને સંતોષ આપશે.

ત્યારબાદ રઆદે જીન્નીના પોતાના મોંહમાંથી જોરભેર અગ્ની નીકળવા લાગ્યાં અને તે પોતાના હાથમાં એક મોહટો ભારે ગુરઝ લઇ હઝરતે અલી અ૦ ઉપર ધસી આવ્યો. હઝરતે અલી અ૦ અજબ પ્રકારની ફુર્તીથી તેના વારને રદ કરીને ઝુલફ્કારનો એવો વાર માર્યો કે તે મલઉનના પગ કપાઇને ધડ લઇ દુર પડયો, તો તરતજ તે કપાએલો પગ એક મોહટો પહાડ જેવો હાથી બની હઝરતે અલી અ૦ ઉપર ધસી આવ્યો. હઝરતે અલી અ૦ તે જાદુઇ હાથીનો આગલો પગ કાપી નાંખ્યો અને તેના મોંહ ઉપર એક વાર માર્યો તો તેના હોઠના એક ટુકડાનો એક મોહટો અજગર બની ગયો, અને પોતાનું મોંહ [illegible]શાને હઝરતે અલી અ૦ ઉપર હુમલો કરવા લાગ્યો તે અજગરની બન્ને આંખો એવી મોહટી અને લાલચોળ હતી. કે જાણે લોહીના ભરેલા બે પ્યાલા મુકયા હોયની !! તેના દાંત લાંબા ભાલાઓ જેવા અને વાળ મોહટા મોહટા એવી રીતનો અજગર ડરામણો અને ભયંકર મોહટા મોહટા ગર્જના રૂપી અવાજો કરતો હુમલો કરવા લાગ્યો. અને તદન પાસે આવતાં આવતાં વળી એક મસ્તાન હાથી બની ગયો. હઝરતે અલી અ૦ તેની સુંઢ ઉપર એવો એક વાર માર્યો કે તદન જુદી થઇ ભોંય ઉપર પડી ગઇ. આ ઉપરથી તો રઆદ જીન્નીને ઘણો ગુસ્સો આવ્યો અને પહેલાં કરતાં વિશેષ બળ અને જોરથી હુમલો કરવા લાગ્યો. હઝરતે અલી અ૦

તેના બન્ને પગ કાપી નાંખ્યા અને તેને ઝમીન ઉપર નાંખી દીધો જમીન ઉપર પડતાં વેતંજ તેણે વળી પોતાના હયબતનાક અને ખૌફ નાક સુરત બનાવી લીધી. તેના મોહટાં મોહટાં સાત મોંહ અને ચઉદ આંખો બની ગઇ. હઝરતે અલી અ૦ તેની આવી આકૃતી જોતાં વેતજ એકજ વારમાં તેનાં સઘળાં માથાં ઉડાવી દીધાં અને એવાં વાઢી નાંખ્યાં કે માટલાની જેમ પગમાં અથડાવા લાગ્યાં માથાં કપાયાં કે તરતજ તે મલઉન વીંછી બની ગયો અને પોતાનું શરીર એક મોહટા પર્વત અને જંગી પહાડ જેવું બનાવી દીધું અને આકાશ સુધી પહોંચતો પોતાને ડંખ ઉભો કરીને હઝરતે અલી અ૦ ઉપર દોડયો હઝરતે અલી અ૦ એવી ડરનાક અને ખૌફનાક વીંછીની આકૃતીમાં જોયો તો ઝુલફકારનો એવો વાર માર્યો કે તેનાં બે ચીરીયાં થઇ ગયાં, એક ચીરી આમ અને એક તેમ પડી ગઇ. અર્થાત તે મલઉન કદી ગેંડી, કદી હાથી, કદી વીછી, અજગર એમ જુદી જુદી ભયંકર આકૃતીઓમાં બની અને બદલાઇ તે હઝરત ઉપર હુમલા કરતો રહયો અને હઝરતે અલી અ૦ તેના ટુકડા પોતાની ઝુલફકાર વડે કરતાજ રહ્યા.

એમ પ્રકાર પ્રકારની વિચિત્ર અને ભયંકર આકૃતિઓ ધારણ કર્યા બાદ તે મલઉને પોતાના નજીસ અને નાપાક શરીર ઉપર હજારો હાથ ધારણ કરી લીધા અને ત્યાં એક સો મણનો પત્થર પડયો હતો તે ઉપાડી લીધો અને તે હઝરતને મારવાનો દ્રઢ નિશ્ચય કીધો, જ્યારે તેણે તે પત્થર ઉપાડી માથાના ઉપર ફેરવવો શરૂ કર્યો હતો ત્યારે તેને ખાતરી થઇ ગઈ હતી કે આ પત્થરના ઘાથી હઝરતને કાંઇને કાંઈ ઈજા પહોંચ્યા વિના રહેશે નહીં બલકે (નઉઝબિલ્લાહ) શહીદ થશે.

હે ! હઝરતે અલી અ૦ ના મોહિબ્બો ! તેની આવી નાલાયકી

જોઇ હઝરતે અલી અ૦ ને ઘણો ક્રોધ ચઢયો અને તેની સર જમીનનો આખો તખ્તો ઉંધો મારવા જતા હતા પણ એટલામાં કાંઇ ખ્યાલ આવવાથી પોતાની એજ તલવાર ખેંચી લીધી અને એવો વાર કરયો કે તે પત્થરના બે કટકા કરી નાંખ્યા. અને પછી એવો અલ્લાહો અકબરનો નારો માર્યો કે જમીન અને આસમાનો ધ્રૂજવા લાગ્યાં અને એવો તલવારનો વાર કર્યો કે રઅદ જીન્નીના માથા ઉપર પડતાંજ અસ્વારીના તંગને કાપતી જમીન ઉપર ઉતરી પડી. રઅદ જીન્નીના બરાબર ચાર ટુકડા થઇ ગયા.

રીવાયત છે કે જ્યારે હઝરતે અલી અ૦ ને એવો ક્રોધ ચઢયો ત્યારે દરગાહે ઇલાહીમાંથી જનાબે જીબરઇલે અમીનને હુકમ થયો કે "તું ઘણી ઝડપથી પૃથ્વી ઉપર જઇ પૃથ્વિનું રક્ષણ કર, અને નહીં તો હઝરતે અલીં અ૦ ની ઝુલફકારના વારથી પૃથ્વિ પણ બરબાદ અને ટુકડે ટુકડા થઇ જશે, અને હોશીયાર રહે કે હઝરતે અલી અ૦ વાર કરવાની તૈયારીમાં છે અગર જમીન ટુકડે ટુકડા થઇ જશે, અમારૂં અર્શ પડી જશે અને અમે તરતજ કયામત બરપા કરી દઇશું માટે તું ત્વરાથી હઝરતે અલી અ૦ની પાસે પહોંચીજા, ખુદાવંદે તઆલાનું આ ફરમાન સાંભળતાંજ જનાબે જીબરઇલ અમીન લડાઇના મૈદાનમાં આવી પહોંચ્યા અને જમીનની સપાટી ઉપર પોતાની પાંખો બીછાવી દીધી કે જેની બઅદ હઝરતે અલી અ૦ ની તલવાર રઅદ જીન્નીના બે ટુકડા કરતી જમીન ઉપર આવી પહોંચી હતી, અગર જનાબે જીબરઇલ પોતાની પાંખોને બીછાવી જમીનનું રક્ષણ ન કરતે તો બેશક જમીન પણ હઝરતે અલી અ૦ ની તલબ ટુકડેટુકડા થઇજતે.

આ વખતે હાતિફે ગૈબીએ ઘણાજ ખુશ થઇને નિદા) (અવાજ) દીધી કે આખી પૃથ્વિ ઉપર હઝરતે અલી અ૦ ના મુકાબલામાં આવી

કે તેનો બીજો કોઇ નથી અને દુન્યાના તમામ હથીયારોમાં ઝુલ્ફીકાર જેવું બીજું એક હથીયાર નથી. ( લાફતા ઇલ્લા-અલી લા સય્ફ ઇલ્લા ઝુલફીકાર.)

જ્યારે "રઆદ" કપાઇને જમીન ઉપર પડયો ત્યારે પૃથ્વિ ઉપર હઝરત અલી અ૦ ના વારના ભયથી ધરતીકંપ થયો. રઆદે જીનીના શરીરના અને તેની અસ્વારીના ટુકડા મોહટા મોહટા પહાડ સમાન રણસંગ્રામમાં પડેલાં દીસતાં હતાં. તેના નજીસ શરીર ઉપર જે જે કારી તીર વાગ્યાં હતાં તેમાંથી એવા જોરથી લોહી નીકળતું હતું કે જાણે જોરભર વરસાદ વરસતો હોયની !! તેના શરીરમાંથા લોહી તો નીકળતું હતું પણ તેનો પ્રાણ નીકળતો નહતો, તેની આવી દુર્દશા સઘળાં જીન્નાત અને દેવલોકો જોઇ રહયાં હતાં. આખર તેના મોંહમાંથી એક ભયંકર અવાજ નીકળ્યો અને તે અવાજની સાથે તે પણ જહન્નમ વાસીલ થયો.

આ ઉપરથી સર્વે જીન્નાતો ડરી ગયા અને નહદ ત્રાસ પામ્યા, ચારે તરફથી અલઅમાન અલઅમાનની અવાજો બુલંદ થઇ, પોતાના જાન અથવા પ્રાણ બચાવા માટે સર્વે જીન્નાતો હઝરતે અલી અ૦ ની આગળ નમી પડયા અને કાલાવાલા કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે યા શાહ ! યા મુરતઝા ! ખુદાના માટે અમને બચાવો અમે ખરા અંતઃકરણ પુર્વક તોબા કરીએ છીએ. અને ખુદા ઉપર અને તેના રસુલ હઝરતે મોહમ્મદ સ૦ ઉપર ઇમાન લાવીએ છીએ.

તેઓનો આવો કોલાહલ અને આજીઝયો સાંભળી હઝરતે અલી અ૦ ફરમાવ્યું કે અગર તમને તમારા જીવ વ્હાલા હોય તો હમણાં હાલ ઇમાન લાવી મુસલમાન થાઓ. આ હુકમ સાંભળતાંજ દરેક જીન અને દેવઝાદો ઇમાન લાવી મુસલમાન થયા. હઝરતે અ૦

અ૦ તેઓના ઇમાન લાવવાથી ઘણા ખુશ થયા અને પોતાની સાથે "શહીલ"ને લઇને તે કુવાની બહાર તશરીફ લાવ્યા. હઝરતે મોહમ્મદ સ૦ પોતાના ભાઇને સહીસલામત જોઇને ઘણા ખુશ થયા અને પરવરદિગારનો શુકર કરવા લાગ્યા. જનાબે અલી અ૦ તે કુવામાંથી પાણીનો ડોલ પણ ભરતા આવ્યા હતા.

જ્યારે પેલી ડોસીએ તે કુવાના પાણીથી ભરેલી ડોલ જોઇ ત્યારે તેણી પણ મુર્તીપુજકનો ત્યાંગ કરી મુસલમાન બની ગઇ અને હઝરતે મોહમ્મદ સ૦ અને હઝરતે અલીયે મુરતઝા અ૦ ના ગુણ ગાવા લાગી. અને તરતજ ખતમુલ મુરસલીન ઉપર દુરૂદ મોકલવા લાગી (સલવાત) પછી તમામ જીન્નાત અને દેવઝાદાઓ પાસેથી એ બાબે કોલ અને ઇકરાર લેવામાં આવ્યો કે હવે પછી ખબરદાર તેઓમાંનો કોઈ પણ કોઇ બની આદમને સતાવે નહીં, જમીન ઉપર આવે નહીં, તેઓમાંના કોઇને કોઇ માણુસ જમીન ઉપર જુવે નહીં. આ સર્વે બાબતોનો જીન્નાતોએ ઇકરાર કર્યો.

પછી હઝરતે અલી અ૦ સહીલને જીન્નાતોની બાદશાહતના તખત ઉપર તેના બાપની ગાદીએ બેસાર્યો.

પછી હઝરતે રસુલે ખુદા મોહમ્મદે મુસતફા સ૦ મોઅમેનીનોનાં સર્વે લશ્કર સહીત મદીનએ મુનુવ્વરો તરફ રવાના થયા.

ખુદાવંદા ! હું તને ત્હારી જાતે પાકનો વાસ્તો આપું છું. બેહકકે હઝરતે અલીયે મુરતઝા અ૦ (જેઓએ ત્હારી ઇબાદતમાં પોતાના પવિત્ર શિશ ઉપર તલવાર ખાધી છે) બેહકકે જનાબે ફાતેમા ખયરૂન્નીસા અ૦ (જેઓ પોતાના પિતાશ્રી અને ત્હારા હબીબના વિયોગમાં વરસતાં વાદળની સમાન જીવનપર્યંત રોતાં રહ્યાં છે) બેહકકે

હઝરતે હુસને મુજતબા અ૦ (જેઓ ઇસ્લામની સુન્નતોનો પ્રચાર કરવા અર્થે ઝેહરે દગાથી શહીદ થયા છે) બેહકકે હઝરતે હુસયને શહીદે કરબલા (જેઓને કાફિરોએ તેઓના અનસારો ભાઇ બાંધુ અને બાલબચ્ચાઓની સાથે ત્રણ દીવસના ભુખ્યા પ્યાસા શહીદ કીધાં) બેહકકે હઝરતે ઇમામે ઝયનુલ આબેદીન (જેઓ આખો જન્મારો ત્હારી રઝામંદી ચાહવામાં મસરૂફ રહયાં) બેહકકે હઝરતે ઇમામે મોહમ્મદ બાકિર અ૦ (જેઓ દરિયાએ ઇમામતના દરવાઝા અને ઇમામે અબરાર અને સરવરે અખયાર છે) બેહકકે હઝરતે ઇમામે જાફરે સાદિક અ૦ (જેઓ ઇમામે સફીકો હલીમ—સાહેબે ફઝલો માલ ઓશરફ તાહેર વ મોતફ્ફર છે) બેહકકે હઝરતે ઇમામે મુસે-કાઝીમ અ૦ (જેઓ ઇમામે કરીમ સાબીરો શાકીર સાહેબે શરાફતે અઝીમ છે) બેહકકે હઝરતે ઇમામે અલી મુસારેઝા અ૦ (જેઓને લકબ ઇમામે ગરીબુલ ગોરબા સૈયદે મઝલુમ છે) બેહકકે હઝરતે ઇમામે મોહમ્મદ તકી રહેનુમા અ૦ (જેઓ ઇમામે આલિમે કામિલ જેઓનો લકબ અજવદો જવાદ છે) બેહકકે હઝરતે ઇમામે અલીઉન્ નકી અ૦ (જેઓ રહેનુમાએ ખલાયક અને પરહેઝગારી અને તકવા અને ઝોહદમાં મહરે મુનવ્વર છે) બેહકકે હઝરતે ઇમામે હસને અ-સ્કરી અ૦ (જેઓ સાહેબે જુદો કરમ બદરૂદોની ઝીનતે હોદા છે) બેહકકે હઝરતે ઇમામે મેહદી આખેરૂઝ્ઝમાન અ૦ (જેઓ હુજ્જતે ખુદા અને કાતેએ બુરહાન છે) મ્હારા મનની મુરાદો જલદીથી બરલાવ, મ્હારી સખત મુશ્કીલોને આસાન કર મ્હારી મુસીબતોને ટાળી દે. આમીન સુમ્મઆમીન.

——વસ્સલામ.——

૬ મેઅરાજુસ્સઆદાહુ જેમાં ૨૭ની બીમારીયોનો ઇલાજ છે ભાગ ૧ લો પોસ્ટેજ સાથે રૂ૧॥= આફ્રીકા ૧॥

૭ રાહેનજાત ૪થી રૂ૧) ૮ રાહેનજાત ૫મી રૂ૧) ૯ રાહેનજાત ૯મી રૂ૧)

૧૦ અહુવાલુન્નીસા ખાસ ઓરતોના અહવાલમાં કીસ્સા હીકાયતો મસાએલ વી૦ ની પોસ્ટેજ સુધાં રૂ ૧ા≈ આફ્રીકા વી૦ નો રૂ ૧॥

૧૧ દુરરેબેબહા પંજેતને પાક નવ ઇમામ મળી ૧૪ માઅસુમ અ૦ ના અહવાલની પોસ્ટેજ સુધાં રૂ ૧ા≈ આફ્રીકા વી૦ રૂ ૧॥

૧૨ મખઝનુલ મસાએલ જેમાં ખુદાની વહદાનીયત, સાએતી અદાલત, ઇમામત, નબુવ્વત, ઇલમ વઝુ, ગુસલ નમાઝ, રોઝા હજ ઝકાત, ખુમસ, તથા મય્યતને લગતી કફન, દફન, ગુસલ જનાઝા વી૦ વી૦ ની બાબતો ઉંચા કાગળ વાળીનો રૂ ૧) હલકા કાગળ વાળીનો રૂ૦॥ પોસ્ટેજ ૦)≈ આફ્રીકાના રૂ૦। કાચા પુંઠાવાળી રૂ૦॥≈

૧૩ બહરેગમ ૧૦ મરસીયા પોસ્ટેજ સાથે રૂ૦।૦॥

૧૪ ઝાદુલઆખેરત ૧૦ મજલીસની રૂ૦॥≈ આફ્રીકાના રૂ ૦॥

૧૫ માબાપના હકની કીતાબ રૂ૦।

૧૬ સઝાએઝુલમ મુખ્તાર વી૦ ખુનનો બદલો લીધાનોઅહવાલરૂ૦।

૧૭ નહરેગમ ૭૫ નવહા ૧૦ સલામ પાંચ મુનાજાત દોરૂદ વી૦ વી૦ રૂ ૦।૦॥ આફ્રીકાનો રૂ ૦।–

૧૮ બોલોહર ... । રસીક કીસ્સો રૂ ૦।

૧૯ મક ... એલની ઉરદુ હરફ અને ઉરદુ ભાષામાં

...જ ૦)॥

૨૧ તોહફતુસ્સાએમીન, માહે રમઝાનના રોઝાની ફઝીલત અમાલ ઝીયારત દોઆઓ, જવશને કબીર ગુજરાતીમાં તર૦ સાથે, હીકાયતો નસીહતો મસાએલ વી૦ વી૦ ૩૦ વાએઝની પેજની ૩૨) પોસ્ટેજ ૦)૪ આફ્રીકાના ૦ાન પાંચ જાતની ૨ સાહી ચામડાની પુંઠાની બહુજ ભારે કાગળવાળીના ૩૩) વધારે.

૨૩ મેઅરાજનામા મેઅરાજનો અહવાલ ૦)૪

૨૪ અહકામુલ મવારીસ વારસા વીશે ૩૦ પો. ાા આ.

૨૫ નેઅમત ગોસ્ત ખાવા શીકાર કરવા હલાલ કરવા વી૦ર્ન

૨૬ તઅવીઝે અઅઝમ બલા અને આફતોથી બચવાનું ત જેમાં સાત સુરા મક્કા વી૦નાનકશાછે ૦)ાા ગમે તેટલાં લીયે પો.

૨૭ રૂબાઇયાત ૨૦૦ ૦)ـ પો.૦)ાા

૨૮ મહરેમુનીર ૯૦ રસુલે ખુદા સ૦ ના ૭૫ મોઅજીઝા પોસ્ટેજ સુધાં ૦ાાા આફ્રીકા ૦ા=

૨૯ અઉદમાઅસુમ અઉના નામનું ઝાડ૦)ાા ગમે તેટલાંલ્યો પો૦)ાા

૩૦ ૯૦ અલી અ૦ નુ બાજુબંધ ૦)ાા અને૦)ـ ના ૩ પો.૦)ાા

૩૧ ખયબરની લડાઇ ૦)ـ પોસ્ટેજ ગમે તેટલી લીયો ૦)ાા

૩૨ ઇસ્લામી તારીખ્યું તારીખો સાથે ખુદાના ઇસમ પણ જોવા માય રાખે ત્યાંથી શેતાન ભાગે અને બરકત થાય કીમત ૩૦

૩૩ વઝીફો જેની અંદર જાત જાતની બીમારી, બલા, ઝાલીમોના ઝુલમ દુર થવા, માલ દોલત મળ[illegible] રજ અદા થવા, હાજતો પુરી થવાની દોઆ નમાઝ અમલ ખુ[illegible]ી ખાસીયત વીરદ અને કેટલીક આયતો અને સુર[illegible] આફ્રીકાનો ૩૦

૩૪ રવનકે માત ૩૬ નવ

૩૫-મરકી દુર થ[illegible] ૦)ાા

૩૬—શાદીનામા

૩૭ ઊમદા